ડાંગીભીલોના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...

# પ્રસ્તાવના

આદિવાસી અકાદમીમાં મેં ડાંગી લેખિત સાહિત્યનું વાંચન કરેલું, ત્યારે મને ડાંગી ભીલસમાજના ઈતિહાસની વાતો જાણવા મળેલી. આ રજવાડી સમાજનો સાંસ્કૃતિક વારસો અને ઇતિહાસ સચવાઈ રહે તે જરુરી છે. સ્વાતંત્ર પહેલાની એક સદી તો લુંટવા આવેલી પરકીય સત્તા સાથે પ્રાદેશિક સ્વાતંત્ર ટકાવવા માટે તેમણે લડત કરી હતી. આપણા દેશના સ્વાતંત્ર સંગ્રામની લડતમાં ડાંગના ભીલોનો મહત્ત્વનો ફાળો રહયો છે. પરંતુ તેમનો ઇતિહાસ ઓફિસ પુરતો મર્યાદિત છે. જંગલો અને ડુંગરોની ખોળે વસતિ ભીલ પ્રજાએ પોતાની આગવી સંસ્કૃતિ ટકાવી રાખીને તેનું જતન કર્યુ છે. મેં ડાંગના ભીલસમાજનો માનવશાસ્ત્રીય અભ્યાસ કરીને સમાજ, ભાષા, કલા, સંસ્કૃતિ અને ઇતિહાસને અન્ય સમાજની સામે મુકવાનો પ્રયાસ કર્યો છે.

તેઓની જીવનશૈલી અને ભૌગોલિકતામાં વિવિધતા જોવા મળે છે. જેમાં નદીઓ, ડુંગરો અને જંગલો સાથે જોડાયેલી માન્યતાઓની ચર્ચા કરીને ડાંગ પ્રદેશની ઓળખ આપી છે. ડાંગી ભીલપ્રજા ભલી, ભોળી છે, પરંતુ તેઓ ઝનુની બની શકે છે. તેઓ ઊંડાણ વિસ્તારમાં રહેતા હોવાથી ભાષા, કલા અને સંસ્કૃતિ ટકી રહી છે. ખેતીમાં તેઓ પરંપરાગત પાકોની વાવણી કરે છે અને પહેલાનાં સમયથી તેઓ દેવદેવી અને

પિતૃઓની પૂજા કરતા આવ્યા છે. તેમની સંસ્કૃતિનાં રીતરિવાજો સાથે મૌખિક સાહિત્ય જોડાયેલું છે અને મુખ્ય વ્યવસાય ખેતી હોવાથી તહેવારો ખેતી સાથે જોડાયેલા છે.

આદિવાસી અકાદમીનો મુખ્ય હેતુ એ છે કે આદિવાસીઓની ભાષા, કલા, સંસ્કૃતિ અને મૌખિક સાહિત્યનું દસ્તાવેજીકરણ કરીને બચાવવું. વૈશ્વીકીકરણનાં પ્રભાવથી આદિવાસીઓ પારંપરિક જ્ઞાનને ભુલતા જાય છે, તેથી મૂલ્યવાન સંસ્કૃતિને સાચવવું જરુરી છે.

આ સંશોધન કાર્યમાં જેઓનું મુખ્ય યોગદાન રહયું છે, એવા પ્રો. કાનજીભાઈ પટેલ સાહેબનો આભાર માનું છું.

આ સંશોધન કાર્યના લખાણ કાર્ય વખતે ડાંગના ભીલસમાજના વડીલો અને આદિવાસી અકાદમીના મારા મિત્રોએ મદદ કરી છે, તેમની હું સદા ઋણી છું. આ ઘડીએ તેમના પ્રત્યે આભારની લાગણી વ્યકત કરું છું.

મારું સંશોધન ડાંગના ભીલસમાજની ભાષા, કલા, મૌખિક સાહિત્ય અને સંસ્કૃતિને સદાય ધબકતું રાખશે.

અમૃતા વાડુ
આદિવાસી અકાદમી,તેજગઢ.

# અનુક્રમ

## ડાંગનો ભીલ આદિવાસી સમાજ

### સમાજનું નામ

ડાંગ પ્રદેશમાં સૌથી પહેલાં ભીલ આદિવાસી આવ્યા હતા, ત્યાર પછી અન્ય લોકો આવીને વસ્યા હતા. ડાંગના ભીલ આદિવાસીઓની બે શાખા છે, ભીલ અને ભીરડાં. ભીલ એ રજવાડી છે, તેમની પાસે ધનદોલત અને જમીન છે. ભીરડાં ખુબ ગરીબ છે અને તેમની પાસે જમીન પણ ઓછી છે. તેમનાં કૂળો ઘણા ઓછા છે. મોટે ભાગે તેઓ પવાર કૂળ લખાવે છે. આ સિવાય કેટલાક ભીલોમાં વાઘમારે, સૂર્યવંશી જેવી કૂળોની અટકો છે.

ડાંગના દરેક ગામડાંમાં ભીલોનો વસવાટ છે. કુનબીઓ અને વારલીઓ ભીલોને મલીવાળા કહે છે. ખાનપાન અને જાત પરથી તેમના માટે મલી શબ્દ વપરાયો છે. ગામીતો તેમને ભીલકયાં કહે છે. આ ઉપરાંત ડાંગમાં વસતો અન્ય આદિવાસી સમાજ માનસન્માનની રીતે તેમને રાજાબા કહે છે.

### ભૌગોલિક વિસ્તાર

ગુજરાત રાજયના અગ્નીખુણે અને મહારાષ્ટ્ર રાજયના પશ્ચિમ ઢોળાવ પર સહયાદ્રીની ગિરિમાળા આવેલી છે. ઉત્તરડાંગથી દક્ષિણ ડાંગ સુધીની લંબાઈ લગભગ ૧૦૦ કિ.મી. છે અને પૂર્વથી પશ્ચિમનું અંતર ૮૦ કિ.મી. છે. આ જિલ્લો ગાઢ જંગલ વિસ્તાર અને પર્વતોની હારમાળામાં પથરાયેલો છે. તેની ઉત્તરે

તાપી જિલ્લો આવેલો છે. પૂર્વે મહારાષ્ટ્ર રાજયનો ધૂલિયા જિલ્લો અને દક્ષિણે મહારાષ્ટ્ર રાજયનો નાશિક જિલ્લો આવેલો છે. પશ્ચિમ દિશામાં ગુજરાત રાજયનો વલસાડ જિલ્લો આવેલો છે. સમગ્ર જિલ્લો જંગલયુકત અને ટેકરીઓથી પથરાયેલો હોવાથી ખાબડ-ખુબડ જોવા મળે છે.

ડાંગ શબ્દનાં ઘણા અર્થો થાય છે. જેમ કે ટેકરી, ધારવાળી જમીન, પહાડનું ઉચ્ચું શિખર, જંગલ, લાકડી. ડાંગનો બીજો અર્થ થાય છે, જંગલ અને વાંસ. સૂર્યનાં કિરણો જમીન સુધી પહોચી ન શકે એટલું ગાઢ જંગલ છે. ડાંગનો બીજો અર્થ લાકડું થતું હોવાથી ડાંગ નામ પડયું હશે, એવું અનુમાન કરી શકાય. આમ, ભૌગોલિક વિવિધતાને કારણે ડાંગ પ્રદેશનું નામ પડયું છે, એ સ્પષ્ટ સમજી શકાય છે.

ડાંગ જિલ્લાનું કુલ ક્ષેત્રફળ ૧૭૭૮ ચો.કિ. મી છે. જેમાં ૧૦૫૫.૫૯ ચો.કિ.મી. જંગલ વિસ્તાર છે. દક્ષિણ ડાંગમાં ડુંગરાળ વિસ્તાર હોવાથી લાલ જમીન છે. પશ્ચિમ દિશામાં સુરત અને તાપી જિલ્લા તરફની જમીન કાળી છે. સમગ્ર પ્રદેશમાં ડુંગરાળ જમીન છે. ભાગ્યેજ કયાંક સપાટ જમીન જોવા મળે. સરેરાશ વરસાદ આશરે ૧૦૦૦ મિ.મિ. જેટલો પડે છે. છતાં ડુંગરાળ અને ઢોળાવવાળો વિસ્તાર હોવાથી પાણી ઝડપથી વહી જાય છે. તેથી અમુક વિસ્તારોમાં પીવાનું પાણી મળતું નથી. ડાંગ પ્રદેશમાં વસતા આદિવાસી સમાજની આ ગંભીર સમસ્યા છે.

**જંગલ :**

ડાંગ જિલ્લો રાજયમાં સમૃધ્ધ વનસંપત્તિ ધરાવે છે. અહિંના જંગલમાં વસતા આદિવાસીઓ જંગલ

પર આધારીત જીવન જીવે છે. ડાંગના પશ્ચિમ મધ્યડાંગમાં ગાઢ જંગલ છે. આ જિલ્લો ખાસ કરીને સાગનાં જંગલ માટે પ્રસિધ્ધ છે. સાગ ઉપરાંત સાદડા, સીસમ, હળદરવો, બહેડો, કળમ, તણછ, ખેર, પીપળો, ખાખરો, મોદળ, ગરમાળો, કાંટી, આમળા, મહુડા જેવા વિવિધ પ્રકારનાં વૃક્ષો થાય છે. આ જંગલની વાર્ષિક આવક બે થી ત્રણ કરોડ રૂપિયાની છે. ગજરાત રાજયના જંગલ ઉત્પન્ન આવકનો મોટો ભાગ ડાંગના જંગલનો છે. અહીં વસતા આદિવાસીઓ પ્રત્યેક ઝાડનો ઉપયોગ કરે છે. તેમના દરરોજના ખોરાકમાં વિવિધ ઝાડવાઓનો ભાજીપાલો હોય છે. તેમાં ઔષધિય ગુણો હોવાથી ફાયદાકારક નીવડે છે. આ રીતે તેમને જંગલ મદદરુપ થાય છે.

**પર્વતો**

ડાંગ જિલ્લામાં ઉંચા પર્વતો અને ડુંગરો આવેલા છે. આ ડુંગરો સાથે દંતકથાઓ પણ જોડાયેલી છે. ડુંગરો અને પહાડો આદિવાસીઓના આસ્થાના સ્થાનકો છે. વારેતહેવારે ભીલો ત્યાં પૂજા કરે છે. એક પણ એવો ડુંગર નથી, જયાં દેવોનું સ્થાનક ન હોય.

**સાલ્હેર મુલ્હેર**

સાલ્હેર મુલ્હેર પર્વત પર ગુરુ પરશુરામ મહારાજ જીવનના અંતિમ સમય સુધી રહયા હતા. આ કથા આજે પણ ડાંગ અને મહારાષ્ટ્રના આદિવાસીઓમાં પ્રચલિત છે. અહીં દશેરાના દિવસે મેળો ભરાય છે. પરંપરા મુજબ બળવાનો કુસ્તી રમે છે. જાતપાતના ભેદભાવ વિના ભીલો, કુનબી અને વારલીઓ મેળામાં

જોડાય છે.

**વાળુ ડુંગર**

વાળુ દેવ ભીલનો દિકરો છે, એવું કથાઓમાંથી જાણવા મળે છે. તેઓ દેવદારકા (દેવોનું રહેઠાણ સ્વર્ગ)માંથી ઉતરીને પૃથ્વીલોકમાં આવીને પોતાનું દેવસ્થળ બનાવે છે. જેથી કરીને ભીલ સમાજ તેની પૂજા કરે. વાળુદેવ ફરતાં ફરતાં એક ડુંગર પાસે આવીને બુમ પાડે છે. તે સ્થળે કોઈ ન હોવાથી દેવ પોતાની ગાદી બનાવે છે. આ ડુંગર વાળુદેવનો ડુંગર તરીકે ઓળખાય છે.

**નદીઓઃ**

પૂર્ણા, ખાપરી, અંબિકા, ધોધડ, ગીરા, સર્પગંગા ડાંગ જિલ્લાની મુખ્ય નદીઓ છે. સાલ્હેર પાસેનાં ડુંગરમાંથી નીકળતી પૂર્ણાનદી ૮૦કિ.મી. લાંબી છે. વ્યારા નવસારી થઈને તે અરબીસમુદ્રને મળે છે. લોકવાયકા મુજબ એકવાર મોટા પહાડો સાલ્હેર રાણીના સ્વયંવરમાં આવેલા. સાલ્હેરને પરણવા માટે સગો ભાઈ સળોટા જ તૈયાર થાય છે, તેથી બહેન સાલ્હેર અને સળોટા વચ્ચે ઝગડો થયો. સળોટા ગુસ્સે થઈને સાલ્હેરના અંગો કાપીને ફેંકી દે છે. જયાં નાક પડયું ત્યાં નાકવઝરા અને ગાલ પડયા ત્યાં ગારખડી ગામોનાં નામ પડયા. સાલ્હેરનાં શરીરમાંથી લોહીના બદલે દૂધ વહેવા માંડયું તે પૂર્ણાનદી બની.

ધોધડનદી દાવડની ટેકરીમાંથી નીકળી, પીપલદહાડ ગામ પાસેથી પસાર થઈ લવચાલી પાસે પૂર્ણાને મળે છે. અંબિકાનદી સાપુતારાના ડુંગરમાંથી નીકળી રંભાસ અને વઘઈ પાસેથી થઈને ૬૪ કિ.મી.નાં અંતરે

બીલીમોરા પાસે અરબીસમુદ્રને મળે છે. ખાપરી નદી કંચનઘાટના ડુંગરની ભેગુ ખીણમાંથી નીકળી બોરખલ ગામ પાસે અંબિકાને મળે છે. પહેલાનાં સમયમાં એક દેવાંગન પાની ભરવા કોતરના ઝરા પાસે જાય છે. પાણી ભરેલું માટલું ઉંચકતી વખતે હાથમાંથી છટકીને નીચે પડે છે. ઝરામાં જયાં ત્યાં માટલાની ઠીકરી પડે છે. ભીલો માટલાની ઠીકરીને ખાપરી કહે છે. તેથી માટલાની ઠીકરી પરથી નદીનું નામ ખાપરી પડયું.

ગીરા મહારાષ્ટ્રમાં મલંગદેવ ઓટા પાસેથી નીકળી વ્યારા તાલુકામાં મીંઢોળાંને મળે છે. આ નદીની દંતકથા એવી છે કે સત્યયુગમાં ગીરા નામનો પુરુષ હતો. ગીરલી અને બુરથડી તેમને બે પત્નીઓ હતી. ગીરમાળ ગામની નજીકમાં ગાંવદહાડ ગામ પાસે ગીરલી અને બુરથડી ગીરાનદીના વિશાળ જળાશયો આવેલા છે. તેની ઉંડાઈ ગીરા જેટલી છે. ગીરલી અને બુરથડી બંને જળાશયો ગીરાની પત્નીઓ હતી, એવી દંતકથા ભીલોમાં પ્રચલિત છે. એકવાર કોઈક કારણસર ત્રણેયનો ઝગડો થયેલો. ગીરા ગીરમાળ ગામ બાજુ જતો રહે છે. ત્યાર પછી બુરથડી અને ગીરલીનો ખુબ ઝગડો થાય છે. ગીરલી ગુસ્સે થઈને બુરથડીના ઘરના ખપેળા કાઢી લાવીને પોતાના ઘરને લગાવે દે છે. ગીરલી જળાશયના ત્રણે બાજુ ખડકના ખપેડા જેવા આકારના ખડકો છે. બુરથડી ગુસ્સે થઈને ચાટુ(લાકડાંનો ચમચો) અને ડાંડલી(લાકડાંમાંથી બનાવેલો ભાત કાઢવાનો ચમચો) ગીરલીના ઘર બાજુ ફેંકી દે છે. ચાટુ અને ડાંડલી આજે પણ ગીરલી પાસે પડેલા છે. ખડક પર તેમના આકારો છે. બુરથડી જળાશયની પૂર્વ દિશામાં ખુલ્લો ભાગ છે. તે તરફનો ખપેળો ગીરલીએ કાઢી લીધેલો, એવી દંતકથા છે.

સર્પગંગા પશ્ચિમઘાટમાંથી નીકળી સાપુતારા પાસેથી પસાર થઈને સર્પાકારે નાસિક જિલ્લામાં વહે છે. આ નદીઓનો પ્રવાહ ખુબ ઝડપી છે.

**સૃષ્ટિ સર્જનની કલ્પના**

ધરતી તપી, ઠરી પછી જમીન અને ખડકો બન્યા. આકાશના બે મંડળ છે. એક મંડળ સ્થિર છે અને બીજું મંડળ ફરતું છે. કુદરતી રીતે સૃષ્ટિ બની, જીવો ઉત્પન્ન થયા. તે પછી બે-ત્રણ વાર ધરતી પર પાણી ફરી વળ્યું. આ પ્રલયમાં સૃષ્ટિનો સર્વનાશ થઈ જાય અને ફરી પાછા કુદરતી રીતે જીવો ઉત્પન્ન થાય, એવી ભીલ સમાજની કલ્પનાની કથા છે. પ્રલયની વાર્તામાં સૃષ્ટિ સર્જનની વાત કરવામાં આવી છે. પાણી, ધરતીનો જન્મ થયા પછી બળવાન દેવો અને જીવોનો જન્મ થયો. દેવો દેવદારકા(સ્વર્ગ)માં રહયા અને માણસો ધરતીલોકમાં રહયા. આ રીતે દેવો અને માનવીઓને રહેવાની વ્યવસ્થા થઈ.

ધરતી પર પાપ કર્મ વધે ત્યારે જીવસૃષ્ટિનો નાશ કરવા માટે દેવો પ્રલય કરવાનું વિચારે છે. દેવોએ દારકામાં સભા ભરી. આ સભામાં દેવો યોજના ઘડે છે કે માણસોનો વંશવેલો ટકાવવા માટે બે મણસોને બચાવવા, તે સિવાય સમગ્ર સૃષ્ટિનો નાશ કરવો. આ રીતે બધા દેવોએ કામગીરી વહેંચી લીધી અને પોતપોતાના કામે લાગી ગયા. દેવોએ સૌથી પહેલાં બે મણસોને બચાવવાની વ્યવસ્થા કરી. એક દેવને ધરતીલોકમાં સારા ગુણવાળા મણસની તપાસ માટે મોકલ્યો. તે દેવ ગામે ગામ ફરે છે પણ ગુણવાન માણસો મળતા નથી. છેવટે એક ગામમાં અનાથ ભાઈ-બહેન ગુણવાન છે, તેની જાણકારી દેવને મળે છે.

અનાથ ભાઈ-બહેન ગામમાં ઢોર ચારવાનું કામ કરે. દરરોજ તેઓ ઢોર ચારવા જાય અને સાંજે ગામમાં ખાવાનું ઉઘરાવવા જાય. જે કંઈ ખાવાનું મળે તે ખાઈને શાંતિથી જીવે. એકવાર ગામના માણસો સમુહમાં મળીને નદીમાં માછલા પકડવા જાય છે. તેઓ માછલાંને ઘેન ચડે એવી વનસ્પતિ નદીના પાણીમાં ઘોળી દે છે. ગામના માણસો માછલાં પકડીને ઘેર જાય છે. તે જોઈને બહેન ભાઈને કહે, ગામના માણસો ખુબ માછલાં પકડી લાવ્યા છે. તું નદીએ જઈને માછલી લેતો આવજે. એમ કહીને બહેન ભાઈને નદીએ મોકલે છે.

ભાઈ તરત નદી તરફ જવા નીકળે છે. નદીના પાણીમાં છોકરાને ચમત્કાર દેખાયો. પાણીમાં મોટી મગર માછલી હતી. છોકરાએ માછલીને જોઈ એટલે તે નજીક ગયો. માછલી ચમત્કારીક હોવાથી બોલવા લાગી. તે છોકરાને કહે, માછલી પકડવાનું રહેવા દે અને ઘરે જા, તારા ઘરે કોઈ આવશે. આ સાંભળીને છોકરો તરત ત્યાંથી નીકળે છે. દેવ માણસનો અવતાર લઈને અનાથ ભાઈ બહેનના ઘરે જાય છે. દેવે તેમને મહાકાય તુંબડાનું બીજ આપ્યું અને સુચના આપતા કહયું કે, આ બીજના વેલા પર એક મહાકાય તુંબડું લાગશે. એ તુંબડાનું જતન કરજો, એમ કહીને દેવ ત્યાંથી જતા રહે છે.

ભાઈબહેન દેવની વાત માની લે છે. પહેલો વરસાદ પડે ત્યારે બીજ વાવે છે. ધીરે ધીરે તુંબડાના બીજનો વિકાસ થાય છે. તુંબડું પણ ચમત્કારીક હતું. થોડા દિવસોમાં તે પરીપકવ થઈને તૈયાર થઈ જાય છે.

બીજા વર્ષે વરસાદના દિવસો શરુ થાય છે. દેવ ધરતીલોકમાં આવીને ભાઈબહેનને સમજાવે છે કે

તુંબડાને અંદરથી કોરી નાંખજો અને ઘરવખરીની બધી સામગ્રી ભરી મુકજો. આ વર્ષે ધરતીલોકમાં પ્રલય થવાનો છે. તમને બચાવવા માટે આ વ્યવસ્થા કરી છે. પ્રલય થવાના સમયે હું સ્વપ્નમાં આવીશ, ત્યારે તમારે તુંબડામાં ભરાઈ જવાનું. આ સાંભળી અનાથ છોકરાં કહે, મહારાજ એવું તે કેવું તુંબડામાં રહેવાનું. દેવે તેમને જગબુળની વાત સમજાવીને વિદાય લીધી.

વરસાદનો સમય હોવાથી લોકો પોતાનું કામ કરતા હતા. પ્રલય થવાનો છે, એ વાતથી ગામલોકો અજાણ હતા. શ્રાવણ મહિનો હતો. વરસાદનું પ્રમાણ ધીરે ધીરે વધી રહયું હતું. શ્રાવણનાં પૂનમે ખુબ વરસાદ પડવા લાગ્યો. દેવે અનાથ ભાઈબહેનને સ્વપ્નમાં કહયું કે, પુરપ્રલય આવી રહયો છે, એટલે તુંબડામાં ભરાઈ જાઓ. તેઓ તુંબડામાં ભરાઈ જાય છે. કાણું કોતીના મીણથી બંધ કરી દે છે. પ્રલયમાં આખી સૃષ્ટિનો સર્વનાશ થાય છે, ત્યારે દેવદારકામાંથી દેવો બધું જુએ છે. ભાઈબહેનનું તુંબડું પ્રલયમાંથી બચીને કિનારા પર આવીને અટકયું.

દેવ તુંબડાની તપાસ માટે બીજા દેવોને ધરતીલોકમાં મોકલે છે. તેઓ તુંબડાની નજીક જાય છે, ત્યારે તેમાંથી ધબ ધબ એવો અવાજ થાય છે. છોકરી તુંબડામાં ભાત ખાંડે છે. તેથી અંદરથી ધબ ધબ અવાજ આવે છે, પછી દેવો સમજી જાય છે કે છોકરાઓ સલામત છે. દેવો છોકરાંઓને બહાર કાઢે છે. નિર્જન દુનિયામાં ફકત ભાઈબહેન જીવતા હતાં. પ્રલયમાં સર્વનાશ થયો એટલે દેવોને માનવના વંશવેલાની જરુર જણાઈ.

દેવો ભાઈબહેનને પુછે છે તમે એકબીજાને ઓળખો છો? ત્યારે બંને ભાઈબહેને હા પાડી. તે પછી દેવો બંને ભાઈબહેનને ભુલભલામણમાં ફેરવે છે. તેઓ પુછે છે તમે એકબીજાને ઓળખો છો? બંને ભાઈબહેન ના પાડે છે એટલે દેવો તેમનું જોડું બનાવે છે. માનવનો વંશવેલો આગળ ચાલે છે. ધીરે ધીરે સૃષ્ટિ ફરી પાછી હરી ભરી થાય છે.

## સમાજનો પોતાનો ખ્યાલ પ્રમાણેનો ઈતિહાસ

ડાંગ બિનઅનામત અને સ્વતંત્ર પ્રદેશ હતો, જયાં કોઈનો હુકમ ન હતો. પ્રાચીન સમયમાં હેડંબે વન તરીકે ઓળખાતા ડાંગના વનમાં હડબાઈ રાક્ષસીનું રાજ હતું. મહારાષ્ટ્રમાં ભીલોનો વસવાટ ભીલવાડમાં હતો. ભીલો રાજા દશરથના રાજની પ્રજા. તે રાજમાં સ્ત્રીઓ વાસીદું કરવાનું કામ કરે, પુરુષો સિપાઈ, ઘોડાગાડી ચલાવવાનું કામ કરે. સમય જતાં આ સમાજ મહારાષ્ટ્રના સાબળકિલ્લા, માકળકિલ્લા, પંચવટી, ભીલવાડમાંથી ડાંગમાં ઉતરી પડયા અને જયાં ત્યાં વસવાટ કર્યો. તેમનો વસવાટ એક સ્થળે ન હતો, પરંતુ આખા ડાંગમાં ફરતા રહેતા હતા. તેમને જયાં ફાવે ત્યાં રહેતા હતા. તે સમયે ડાંગનું વન ભરેલું હતું. વન્ય પશુ, પ્રાણીઓ અને હિંસક પ્રાણીઓ પણ એટલા જ ભયાનક હતા. ભીલો ખુબ ઓછી ખેતી કરતા હતા. મોટે ભાગે તેમનું જીવન વનપેદાશો તેમજ શિકાર પર નભતું હતું.

રાજા દશરથનું રાજય પંચવટીમાં હતું, પણ રામ આખા ભારતમાં ફરતા રહેતા હતા. ડાંગના

જંગલમાં પુષ્કળ વનફળ હતા, ખાવાની અને રહેવાની વ્યવસ્થા થઈ જતી હતી. રામ વનવાસ વખતે શબરી ભીલને મળે છે. દગળ્યાઆંબા ગામ પાસે વાળુ ડુંગરની હારમાળાની તળેટીમાં શબરીની ઝૂપડીનું નિશાન આજે પણ છે. વડીલો કહે છે કે તે સમયે માણસો સત્ય રીતે જીવતા હતા અને મંત્રતંત્રમાં આસુરી શકિત હતી, માણસોની તેજ બુધ્ધિ હતી. એક શબ્દ બોલે તો ચમત્કાર થાય. શબરી, એકલવ્ય અને શિલ્પતમાં પણ એ શકિત હતી. તેઓ મૌખિક સાહિત્યની લાંબી કથાઓ અને અસંખ્ય ગીતો યાદ રાખી શકતા હતા. હાલનાં માણસોમાં આટલી જ્ઞાનશકિત રહી નથી.

રાજા રામ વનવાસ દરમ્યાન ડાંગની ભૂમીમાં રહયા હતા, એવું વડીલો માને છે. તેના પુરાવા રુપે વડીલો શબરીનું નિવાસ સ્થાન અને સીતાવન બતાવે છે. તેમના મૌખિક સાહિત્યમાં કથાઓ અને ગીતોમાં રામાયણનાં ઉલ્લેખો છે. એજ રીતે તેઓ મહાભારતની કથા વિશે પણ જાણે છે. એકલવ્ય રામ કરતાં પણ શ્રેષ્ઠ બાણાવાળી હતો. પરંતુ કપટથી તેનો અંગુઠો લઈ લેવામાં આવેલો. આદિવાસીઓ મજુરી કરવા જાય તો તેમના અંગુઠાનું નિશાન લેવાય છે. અંગુઠા લેવાની પરંપરા પહેલાનાં સમયથી ચાલી આવેલી છે.

પહેલાનાં સમયના માણસોમાં ચમત્કારીક શકિત હતી. કથાઓમાં તેનો ઉલ્લેખ થયેલો છે. ધરતી મહાદેવની પુત્રી એટલે સૂર્ય, ચંદ્રની સાળી થાય. ધરતીને જોઈને સૂર્ય અને ચંદ્ર પિતા શેખદેવ રાજાનાં રાજમાં સંતાઈ ગયા. પૃથ્વી પર જયાં ત્યાં અંધારુ હોવાથી માણસોએ કામ કરવાનું છોડી દીધેલું, એવા સમયે દેવો પણ મુશ્કેલીમાં મુકાયા. આ રહસ્ય વિશે દેવલોક તપાસ કરવા લાગ્યા. શોધો રે શોધો, સૂર્ય, ચંદ્ર કયાં ગયા? બધા દેવો તેમને શોધે છે. પરંતુ તેઓ કોઈનાથી શોધી શકાયા ન હતા. દેવો ચોપડી કાઢીને જોવા લાગ્યા.

તે ચોપડી પર ભીલ રાજા દેખાયો. બધા દેવો ભીલ રાજા પાસે જઈને વાત કરે છે. સૂર્ય, ચંદ્ર સાળીને જોઈને એમના બાપા શેખદેવરાજાને ત્યાં સંતાઈ ગયા છે. દેવોએ શેખદેવના રાજમાંથી સૂર્ય, ચંદ્રને લાવવાનું કામ ભીલ રાજાને સોપ્યું. ભીલ રાજા બળવાન અને ચમત્કારીક હતો. તેથી સૂર્ય, ચંદ્રને શોધી લાવવાનું વચન આપે છે. ભીલ રાજા કાંખમાં ઝોળી ભરાવીને નીકળી પડે છે. તે ચાલતાં ચાલતાં શેખદેવ રાજાના રાજમાં આવે છે. ત્યાં રાજવાડાનો મોટો કોટ હોવાથી અંદર જઈ શકાય તેમ ન હતું. રાજમાં શેખદેવે કચેરી ભરી હતી. ભીલ રાજા નાનું છોકરું બનીને નાના બાકોરામાંથી અંદર પ્રવેશે છે. ત્યાંથી સીધો તે શેખદેવની કચેરીમાં નીકળે છે. સૌની નજર નાના છોકરા પર પડી, બધા વિચારમાં પડી જાય છે. આપણા રાજમાં નાનું છોકરું કયાંથી આવ્યું? અરે એને પાસે બોલાવો. શેખદેવ નાના છોકરાને પાસે બોલાવીને પુછે છે. બાબા તું કયાંથી આવ્યો? ભીલ રાજા કહે, હું અનાથ બાળક છું. તમારા રાજમાં જીવવા માટે આવ્યો છું. શેખદેવ કચેરીમાં બધાને કહે છે કે આ બાળક આપણી સેવા ચાકરી કરશે.

ભીલ રાજા સોપેલું કામ કુશળતાપૂર્વક કરતો હોવાથી શેખદેવ ખુશ થયા. તેથી તે બીજું કામ સોપવાનું વિચારે છે. બાબા મારું એક કામ કરીશ? મારા બે બાબા છે, તેમને જમવાનું આપજે. શેખદેવ સુર્ય, ચંદ્રને બતાવીને પોતાના કામે નીકળી જાય છે. ભીલ રાજા સૂર્ય અને ચંદ્રને કહે, અહિંયા સંતાઈને શું કરો છો? આખી સૃષ્ટિ પર રાતને રાત ચાલી રહી છે. દેવો અને માનવી લોકનું જીવન મુશ્કેલીમાં મુકાઈ ગયું છે. ચાલો, હું તમને લેવા આવ્યો છું. ભીલ રાજા સૂર્ય અને ચંદ્રને ઝોળીમાં સંતાડી લે છે. ત્યાંથી નીકળતી વખતે ભીલ રાજા ખૂણામાંથી મરઘીનું ઇંડું પણ ઉઠાવીને ઝોળીમાં નાખી લે છે. ભીલ રાજા વહેલી તકે

ત્યાંથી નીકળી આવે છે.

શેખદેવના રાજમાંથી ઘરે આવતાં જ ઈંડાંમાંથી બચ્ચું નીકળીને મરઘો બની જાય છે. ધરતી પર પગ મુકતાની સાથેજ કૂકડો બોલ્યો. દેવો કહે, ઘરમાંથી મરઘાનો અવાજ આવ્યો. તેઓ વિચાર કરવા લાગ્યા. ભીલ રાજાએ સૂર્ય અને ચંદ્રને ઝોળીમાંથી કાઢીને પોતાની જગ્યાએ બેસતા કર્યા. દેવો કહે, હવે ભીલ રાજાએ કામ કરી આપ્યું, તેને કંઈ આપવું જોઈએ? ભીલ રાજા રામનાં રાજનો માણસ છે, એનું સારુ જ થવુ જોઈએ. બધા દેવોએ મળીને તેને રાજ આપ્યું. ભીલ સૂર્ય અને ચંદ્રને લાવ્યો એટલે તેને રાજ મળ્યું. ત્યારથી ડાંગમાં ભીલ રાજાઓનું રાજ ચાલે છે. હજુ પણ તેઓ લડાઈ ઝગડામાં બળવાન છે.

એકવાર ભવાનીમાતા રાજાઓની પરીક્ષા કરે છે. દેવી રાજાઓ પાસે જઈને ચોળી સીવડાવવા માટે શિરની માંગણી કરે છે. ચાર રાજાઓ શિર આપવાની ના પાડે છે. છેવટે દેવી ગાઢવીના રાજમાં આવે છે અને રાજા પાસે શિરની માંગણી કરે છે. ગાઢવીના રાજા તરત પોતાનું માથું તલવારથી વાઢીને આપે છે. ભવાનીમાતા તરત શિરને ધડ સાથે જોડી દે છે. દેવી વચન આપતાં કહે છે કે, આજથી તું સૂર્યવંશ કૂળનો શિરબંદ રાજા છે. તેથી ગાઢવી રાજનો રાજા શિરબંદ રાજા તરીકે ઓળખાય છે. અહિંથી શિલ્પત રાજાનો ઈતિહાસ શરુ થાય છે.

ડાંગમાં પાંચ રાજાઓનું પાંચ રાજ ચાલે છે. તે સમયે લુંટફાટનો સમય હતો. ગમે ત્યારે લુંટારાઓ આવી જાય. તેથી ગાઢવીના શિલ્પત રાજાએ ડાંગની પ્રજા અને પ્રદેશની સલામતી માટે ચાર રાજાઓની

નીમણુક કરી. એ રીતે શિલ્પત રાજાએ રાજનું વિભાજન કર્યુ. ગાઢવીનું રાજ પહેલા નંબરે આવે છે. બીજું રાજ દહેર, ત્રીજું રાજ લીંગા, ચોથું રાજ પિંપરી અને પાંચમું રાજ એ વાસુરણા છે. તેમના રાજમાં નવ નાયકો જોડાયેલા છે. નાયકોનું કામ કરનાર ૬૭૦ ગાદીપતિઓ(પલટન, ભાઈબંધ) છે. આ રીતે રાજાઓ અને નાયકો રાજ ચલાવે છે. ઈ.સ.૧૮૨૫ના અરસામાં ડાંગના મુખ્ય ભીલ રાજા શિલ્પત હતો. આ રાજા ડાંગના મહુડાના ફૂલો, સાગના લાકડા તેમજ મધનો વ્યાપાર પોતાની દેખરેખ હેઠળ માણસો રાખીને કરતો હતો. તેમાંથી રોકડા પૈસા મળે તે પોતાના હાથ નીચેના માણસોને આપતો હતો.

**ઈ.સ. ૧૮૧૮થી અંગ્રેજોનો ઈતિહાસ**

ઈ.સ. ૧૮૧૮માં અંગ્રેજોએ શિવાજીના વંશજો એવા પેશ્વાઓ પર વિજય મેળવી ડાંગના પૂર્વ વિસ્તારના પ્રદેશ પરનો કબજો મેળવીને ખાનદેશ જિલ્લાના અંગ્રેજ કલેકટરને ડાંગની જવાબદારી સોપી. ખાનદેશમાં ભીલો અવારનવાર ચઢાઈ કરતા હતા. તેમને કાબુમાં લેવા અંગ્રેજ સરકારે ઈ.સ. ૧૮૩૦માં પોતાનું સૈન્ય મોકલ્યું. પરંતુ અંગ્રેજો ફાવ્યા નહી. તેથી અંગ્રેજોએ યુકિતપૂર્વક ડાંગના ભીલ એજન્ટને હાથમાં લઈ ડાંગનો કબજો મેળવવાની શરૂઆત કરી. લડાઈ નહી, પણ પટાવી ફોસલાવીને હાથમાં લીધા. અંગ્રેજોએ કપટથી ડાંગી ભીલ રાજાઓને ફસાવ્યા. તે સમયની પરિસ્થિતિ એવી હતી કે કોઈને દારુ ગાળવાની છુટ ન હતી. દારુ ગાળવાનું કામ પારસીઓને સોપ્યું અને ભીલોએ વેચાતી લઈને પીવાનું. એવી રીતે ડાંગી રાજાઓને દારુ પીવડાવીને અમુક દસ્તાવેજો પર સહી કરાવાતી હતી. ડાંગની સતા માટે અંગ્રેજ

સરકારે કપટ કરેલું. એકવાર તેઓએ યોજના ઘડેલી. રાજાઓને દારુ પીવડાવી દીધો. તે પછી અંગ્રેજોએ માટી, લાકડાં અને પૈસાથી કોથળા ભર્યા. પછી અંગ્રેજ સરકાર રાજાઓને કહે, આ ત્રણ કોથળામાંથી તમને કયો કોથળો જોઈએ ? તમે પસંદગી કરો. પીધેલી હાલતમાં રાજાઓએ પૈસાના કોથળા પર હાથ મુકયો. આમ, રાજાઓએ પૈસાની પસંદગી કરી. આ રીતે આખો ડાંગ પ્રદેશ ગીરવે મુકાયો. રાજાઓની સત્તા, જમીન, જંગલ સંપતિ હાથમાંથી ગઈ. આ રીતે ડાંગી રાજાઓની સતા ઝુટવી લીધી. તેથી અંગ્રેજો સાથે તેમણે સંઘર્ષ કર્યો. દેવીસીંગ શિલ્પત જીવંત દાખલો છે. તેમનામાં દેવી શકિત હતી. તે કોઈનાથી મરતો ન હતો. વડીલો કહે છે કે મેલીશકિતનો ઉપયોગ કરીને કપટથી તેને મારી નાખવામાં આવેલો.

ઈ.સ. ૧૮૧૮માં અંગ્રેજોએ ખાનદેશ વિસ્તાર પર કબજો જમાવ્યો હતો અને ડાંગના સમૃધ્ધ જંગલ પર તેમની નજર હતી. તેઓ રાજાઓને પટાવીને ફોસલાવીને જંગલ પટા પર લે છે. ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ મુંબઈમાં લાકડાં પહોચાડવા માટે વઘઈથી બીલીમોરા સુધી રેલ્વે નાખી હતી. ત્યાર પછી અંગ્રેજોને જંગલની માવજત કરવાની જરૂર જણાઈ. તેથી વિસ્તાર પ્રમાણે રેંજની વ્યવસ્થા કરી. જેમ કે આહવા, ભેંસકાતરી, વઘઈ, સામગહાન, પીપલાઈદેવી, સુબીર, બરડીપાડા અને પિંપરી રેંજમાં વહેચણી કરી.

જંગલના પટાની વાર્ષિક રકમ ડાંગ દરબાર યોજીને આપતા હતા. સૌથી પહેલાં દરબાર ધૂળે, પિપલાઈદેવી અને વઘઈમાં ભરવામાં આવેલા. ત્યાર પછી હાલમાં આહવા ખાતે ડાંગ દરબાર ભરાય છે. રાજાઓને એક જગ્યા પર ભેગા કરીને મુલાકાત કરે છે. ડાંગના જંગલ પર કબજો જાળવી રાખવાની કોશિશ બ્રિટિશ સરકારની હતી. તેથી દર વર્ષે ડાંગદરબારમાં સાલિયાણા આપવામાં આવતા હતા. તે પરંપરા હજુ

ચાલુ છે. રાજાઓ પણ સાલિયાણા લેવામાં ગૌરવ અનુભવે છે.

ઈ.સ. ૧૯૪૭ પછી ભારતના રાજયો કે જે બ્રિટિશ હુકૂમત નીચે હતા, તેનું વિલીનીકરણ થયું. ભારતમાં સાલિયાણુ આપવાનું બંધ કર્યુ, પરંતુ ડાંગના રાજાઓને સાલિયાણુ આપવાનું ચાલુ છે. ડાંગના રાજાઓનું ફકત એક દિવસ માટે સન્માન થાય છે. ત્યાર પછીના દિવસોમાં તેઓ સામાન્ય માનવીની જેમ જીવે છે. સ્વાતંત્ર પહેલાની એક સદી તો લુટવા આવેલી પરકીય સત્તા સાથે લડત આપી હતી. દેશ આઝાદ થયો પછી દેશી રાજારજવાડાઓની કરોડો રુપિયાની મિલકત હતી. પરંતુ ડાંગના રાજાઓ પાસે ગરીબી સિવાય બીજું કંઈ ન હતુ, એ ડાંગપ્રદેશ માટે દુઃખની વાત છે.

**સતીપતિ ચળવળ (એ.સી. પરિવાર)**

એ.સી.નો અર્થ થાય છે એન્ટીક્રાઈસ્ટ કની ઓફ કરન્ટ. આપણે આદિવાસીઓ ધરતી પર કણી પકવીને જીવીએ છે. એસ.પી.આઈ. સ્ટાર (આકાશનો ભાગ) આત્મજયોત. સર્વે પ્રિવિઝલિ ઈન્ડિયા. આ ધરતી પર મોજણી માપણી થઈ ન હતી, એ પહેલાંનો આત્માજયોત છે. આદિમજયોત આ ધરતી પર વસનારા આદિવાસી છે.

સતીપતિ ચળવળની શરુઆત ધૂળિયામાં થઈ હતી, ત્યાંથી ગુજરાતમાં આવી અને વ્યારા તાલુકાના કટાસવાણ ગામના રહેવાસી કેસરીસિંહ દાદાના હાથ નીચે એક સ્વતંત્ર ચળવળ બની. કેસરીસિંહ દાદા વિદ્વાન અને સારા વકતા હતા. આદિવાસી સમાજને વિનય, વિવેકના પાઠ ભણાવ્યા. તે ઉપરાંત

આદિવાસીઓના નોન જયુડિશિયલ (કુદરતના કાનુન કાયદા) નિયમ પ્રમાણેના કાયદાની છણાવટ કરી. તેમણે આદિવાસીઓને કર ભરવાની મનાઈ કરી. આદિવાસીઓ આ ધરતીના મૂળ માલિક છે, તેના કારણે જયુડિશિયલ (માણસે બનાવેલા) કાયદાઓ સાથે કેટલીક વાર સંઘર્ષ થાય છે.

ડાંગ જિલ્લાના ધુલદા ગામમાં વસતા ભીલો પહેલાનાં સમયથી સતીપતીના કાનુન કાયદા અને ધર્મનું પાલન કરે છે. તેઓ ધરતી, પવન, પાણી, અગ્ની, સૂર્ય, આકાશ જેવા કુદરતી તત્વોને દરરોજ સવારે નાહી ધોઈને પગે લાગીને પછી જ પોતાના કામની શરુઆત કરે છે. આજે પણ તેમનામાં વિનય, વિવેક છે. મોટે ભાગે તેઓ ખેતીકામ કરીને જીવે છે. ભીલો પોતાના ખેતરના છેડે જંગલની જમીન ખેડે છે. જંગલ ખાતા તરફથી વારંવાર દબાણ આવે છે. તેમને પકડીને જેલમાં પુરી દે છે, છતાં પણ આજ સુધી તેઓ નિર્દોશ છુટેલા છે. જીવલભાઈ પવારે મુલાકાત દરમ્યાન એક ઘટના કહી સંભળાવી છે. આ ઘટના ઈ.સ. ૨૦૧૦ની આસપાસ બનેલી ઘટના છે. ધુલદા ગામના ભીલ આદિવાસીઓ ખેતરની છેડે આવેલી જંગલખાતાની જમીન ખેડે છે, તેના કારણે કેસ થયો. તેમને તારીખ આપી એટલે પુરાવા લઈને તેઓ મેજિસ્ટેડ પાસે ગયા. મેજિસ્ટ્રેટ સૌથી પહેલાં એમને પ્રશ્ન કર્યો કે, તમે કયો ધર્મ પાળો છો ?

અમે કુદરતનાં પાંચ તત્વોને પૂજનારા છે અને કુદરતનો ધર્મ પાળીએ છે.

એલ.સી. પર કયો ધર્મ લખાય છે?

એલ.સી. પર હિંદુ ધર્મ લખાય છે. આદિવાસીઓને હિંદુ ધર્મમાં ખપાવેલા છે એટલે હિંદુ લખાય છે.

તમે ભારતદેશના નાગરિક છો? અને હિંદુ ધર્મ પાળનારા છો ?

આદિવાસીઓ માટે નાગરિક શબ્દ જ નથી. તેઓ આદિ અનાદિકાળથી ધરતીના વારસ છે.

તમે કયા સરકારને માનો છો?

ભારત સરકારને.

અમે પણ સરકાર છે?

રેવન્યુ ટિકિટ ચિપકાવે તે સરકાર નથી. સરકાર તો આખા જીવ સૃષ્ટિને સાચવનાર માલિક છે.

મેજિસ્ટ્રેટ કહે, અમને પુરાવા બતાવો.

તેઓએ ભારત સરકારના બધા સ્ટેમ્પોનો પુરાવો બતાવ્યો.

હા, બરાબર ઠીક છે.

તમે ફોરેસ્ટના બંધ ભાગમાં કેમ ખેતી કરો છો?

સાહેબ અમે તો ફોરેસ્ટની જમીન ખેડતા જ નથી. અમે તો ભારત સરકારની જમીન ખેડીએ છે.

તમે કઈ રીતે કહી શકો કે આ ભારત સરકારની જમીન છે.

રેવન્યુ સ્ટેમ્પ, સર્વિસ સ્ટેમ્પ, પોસ્ટ સ્ટેમ્પ, કોર્ટ સ્ટેમ્પ, રુલિંગ વ્યવહાર ભારત સરકારનો છે. આજ સુધી ભારત સરકારના રુલિંગ ચાલે છે. તમે જંગલખાતાના કાયદા બનાવો અને રુલિંગ ચલાવો.

મેજિસ્ટ્રેટ ડી.એફ.ઓ. (ડિવિઝનલ ફોરેસ્ટર ઓફિસર) અને ફોરેસ્ટરને પોતાના પુરાવા આપવા

કહયું. તેઓએ કબુલ કર્યુ કે અમારી પાસે કોઈ પુરાવા નથી.

જયુડિશિયલ કાયદા આદિવાસીઓને લાગુ પડતા નથી, આદિવાસીઓને માફી છે.

મેજિસ્ટ્રેટ પોતાનો હાથ ઉંચો કરી દીધો અને કહયું, તમે નિર્દોષ છો એટલે છોડી દેવામાં આવે છે.

આ રીતે સતીપતી ચળવળના માણસો પુરાવા સાથે કેસ લડે છે. આજે પણ તેમનામાં એટલી જ તાકાત છે. તેઓ કોઈ પણ પ્રકારનો વેરો કે ટેકસ ભરતા નથી. ચૂંટણીનો મત આપતા નથી. ઓળખકાર્ડ રાખતા નથી. આપણે પોતે ધરતીના વારસ છે તેથી ઓળખકાર્ડની જરુર નથી, એમ તેઓ કહે છે.

**જન્મવિધિ**

ડાંગના ભીલ આદિવાસીઓના ગામમાં બે-ત્રણ અનુભવી દાયણ હોય છે. તેમાં મુખ્ય દાયણ જન્મની બધી વિધિ કરે છે. દાયણ મહિનાવાળી સ્ત્રીના પેટને સ્પર્શ કરીને કહી શકે છે કે કેટલા મહિનાનો ગર્ભ થયો છે. બાળક સીધું કે ઉલટું છે, તેની પણ જાણ થઈ જાય છે. ગામમાં કોઈ પણ સમયે બોલાવવામાં આવે તો તે હાજર થઈ જાય છે. ભીલ સમાજમાં બાળકના જન્મને આનંદનો પ્રસંગ માનવામાં આવે છે. જે સ્ત્રીને છોકરાં ન થાય, તેને વાંઝણી કહીને મહેણું મારે છે. વાંઝણી સ્ત્રીને ભગત ઔષધિ આપીને નડતર દુર કરે છે.

સ્ત્રીને પ્રસુતિ વખતે તકલીફ થાય તો ઔષધિ પીવડાવે છે. બાળકનો જન્મ થાય પછી નાળ તીર પર મુકીને પતરીથી કાપે છે. મેલી ગમાણમાં ઊંડો ખાડો ખોદીને દાટે છે. તેના ઉપર મોટો પથ્થર મુકે છે. મેલી

ગમે ત્યાં ન દાટાય. પ્રસુતા રોજ તેના પર બેસીને સ્નાન કરે છે. જેમ મેલી દબાય, તેમ પ્રસુતાની તબિયાત સુધરે છે, એવી માન્યતા છે.

**પાંચોરાની વિધિ**

ભીલ આદિવાસી સમાજમાં છોકરી હોય તો ત્રણ દિવસ પર અને છોકરો હોય તો ચાર દિવસ પર પાચોરા પૂજાય છે. છોકરા અને છોકરીમાં ભેદભાવ રાખતા હોવાથી અલગ અલગ દિવસે પાંચોરા પૂજે છે. પાંચોરા પૂજાય ત્યાં સુધી સ્ત્રી અને બાળકની સેવા ચાકરી દાયણ કરે છે. પાંચોરાના દિવસે દાયણ સવારે વહેલી આવીને ઘરનું લીંપણ કરે છે. ત્યાર પછી બાળક અને સ્ત્રીને નવડાવે છે. પાંચોરાની વિધિમાં કંકુ, સિંદુર, તવાની મેશ, સુતરનો દોરો, ઈખંડ, દિવો, અગરબતી, માછલાં, રોટલાની જરુર પડે છે. આગળના દિવસે પૂજાની સામગ્રીની વ્યવસ્થા કરી મુકે છે.

ગમાણમાં મેલી દાટેલી હોય ત્યાં ભીંત પર અને નીચે લીપે છે. ભીંત પર કંકુ, સિંદુર અને મેશના ચાંદલા પાડે છે. મેશનો ચાંદલો ભૂતના નામે થાય છે અને બાકીના ચાંદલા દેવ દેવીના નામે. તેની નીચે ભોંય લીપણ પર દેવોના નામની ચોખાની પૂંજ પાડે છે. ઉપર કંકુ છોડીને દારુના ટીપાથી સત્કારે છે. બાળક અને સ્ત્રીની સુખશાંતિ માટે દાયણ પરંપરાગત દેવદેવીની પૂજા અર્ચના કરે છે. ત્યાર પછી ઈખંડ નામનું ઔષધ બાળક અને સ્ત્રીને હાથમાં અને ગળામાં બાંધે છે. બાળક અને પ્રસુતાને કોઈ રોગ ન લાગે, તે માટે ઔષધિ બાંધવાનો રિવાજ છે.

**નામકરણની વિધિ**

પાંચોરાની વિધિ થઈ જાય પછી બાળકનું નામ મુકવામાં આવે છે. દાયણ અને કુટુંબની સ્ત્રીઓ બાળકનું નામ મુકે છે. ભીલ આદિવાસી રાજવાડી હોવાથી છોકરો હોય તો નામની પાછળ સિંહ કે રાવ શબ્દ આવે એવું નામ મુકે છે, જેમ કે કરનસિંહ, તપતરાવ. સ્ત્રી માટે કોઈ પણ નામ મુકે છે.

**જન્મ વિશે કેટલીક માન્યતાઓ**

નામકરણ થઈ ગયા પછી બાળક રડતું હોય તો એવું માનવામાં આવે છે કે કુટુંબનો વડીલ વ્યકિત જન્મ લઈને આવ્યો છે. ઘરના સભ્યો ભગત પાસે દાણા જોવડાવે છે. પછી નામ બદલીને મુકે છે. કોઈ લુલું, લંગડું જન્મ લઈને આવે તો તેની પાછળ માન્યતા છે કે કોઈ વડીલ દઝાયેલો કે પડી ગયેલો હશે, એટલે શરીરના અંગો ખોડખાંપણ વાળા જન્મેલા છે. ભીલ સમાજમાં તે વડીલોની નિશાની ગણાય છે.

**લગ્નવિધિ**

**લગ્નમાં ગોત્રની ભૂમિકા**

ડાંગના રજવાડા ભીલ સમાજમાં લગ્ન ગોત્રમાં થાય છે. અન્ય જાતિ સાથે તેઓ લગ્ન કરતા નથી. ડાંગમાં પાંચ રાજવાડા છે, તો રાજવાડા સમાજમાં જ તેઓ લગ્ન કરે છે.

**લગ્નના પ્રકાર**

સમાજની સહમતીથી થતું લગ્ન, પ્રેમલગ્ન, ખંદાડિયા લગ્ન, વિધવા અથવા વિધુરલગ્ન.

હાલના સમયમાં પ્રેમલગ્ન થાય છે. કુટુંબના વડીલો લગ્ન માટે સહમત ન હોય, ત્યારે છોકરો-છોકરી પ્રેમલગ્ન કરે છે. ભીલ સમાજ સ્વીકારી લે છે, પરંતુ કુનબીઓ અને વારલીઓ સ્વીકારતા નથી.

### બોલપેન(સગાઈ)ની વિધિ

આ સમાજમાં લગ્નની શરુઆત બોલપેનથી થાય છે. બોલપેન એટલે બંને પક્ષ લગ્ન માટે સહમતી દર્શાવતો બોલ. બોલપેન વખતે કાળા મણકાની ગાઠી(માળા) વર કન્યાને પહેરાવીને પાંચ-દશ રુપિયા હાથમાં આપે છે. પંચમાં હુકમ લઈને પછી વર કન્યાને માળા પહેરે છે. દા.ત. રમીલાના ગળામાં માળા પહેરાવવાની હોય તો વરરાજા પંચમાં હુકમ કરે છે કે રમીલા પાટલીનના ગળામાં ગાઠી પહેરવાનો હુકમ, ત્યારે બધા વડીલો બોલે છે કે હુકમ. વડીલો હુકુમ કરે ત્યારે જ માળા પહેરાવે છે. બોલપેન થઈ ગયા પછી પંદર-વીસ દિવસ પછી સગવડ પ્રમાણે મોટીપેન ગોઠવે છે.

### લગ્નની તારીખ

બોલપેન થઈ ગયા પછી કપડાની ખરીદી કરે છે. બંને પક્ષના સગાસબંધીઓ હાટબજારમાં જાય છે. કન્યાની પસંદના કપડાં અને ઘરેણાની ખરીદી કરે છે. તેઓ પરિસ્થિતી પ્રમાણે જરુરી વસ્તુની ખરીદી કરે છે. કપડાં ખરીદીનો બધો ખર્ચ છોકરાપક્ષ તરફથી કરે છે. લગ્ન માટે જરુરી સામગ્રીની ખરીદી પુરી થાય

પછી બધા એક જગ્યાએ બેસીને લગ્નની તારીખ નક્કી કરે છે. તેમને યોગ્ય લાગે તે દિવસે લગ્ન ગોઠવે છે.

**મંડપ બાંધવાની વિધિ**

તેઓ પાંચ થાંભલાનો મંડપ બનાવે છે. સાગ, ઉંબર, સાવર વૃક્ષના થાંભલાનો માંડવો બનાવે છે. શણની દોરી થાંભલાને બાંધે છે. મંડપના માન માટે તે બંધાય છે. ઉપર જાંબુડાના ડાળખા નાખે છે. માંડવાને આંબાના પાનના તોરણ બાંધીને સજાવે છે. જંગલમાં લાકડાં મળી રહે છે, તેથી મંડપ ભાડે લાવતા નથી. મંડપ માટે ખર્ચ કરવો પડતો નથી.

**હળદર લગાડવાની વિધિ**

ભીલ સમાજમાં લગ્નના દિવસે હળદર લગાડે છે. હળદરના ગાંગડા લાવીને ફોડે છે. નદીમાંથી પથ્થર લાવીને વિધિ પ્રમાણે ગીતો ગાઈને હળદર ફોડે છે. મોટે ભાગે કુટુંબની સ્ત્રીઓ જોડાય છે. કુંવારી કન્યાઓ હળદર ફોડે છે. મોટીપેનના દિવસે વરકન્યાને હળદર લગાડે છે. આ દિવસે સૌથી પહેલાં ગામદેવ પાસે પગે લાગવા જાય છે. ત્યાં પૂજા કરીને પછી જ હળદર લગાડે છે. ઘરમાં ઉખળ પાસે બેસાડીને પીઠી લગાડે છે. ગીત ગાવાવાળી સ્ત્રીઓ પીઠી પલાળીને આપે છે. સૌથી પહેલાં માતાપિતા લગાડે છે ત્યાર પછી સગાસંબંધીઓ પીઠી લગાડે છે.

**મોટીપેન(લગ્ન)ની જાન**

મોટીપેનની જાન જાય એ પહેલાં બે માણસને કન્યાને ત્યાં કહેવા મોકલે છે. તેને નીરપ્યા કહે છે. નીરપ્યા આવે પછી જાનૈયાઓ માટે જમવાનું બનાવવાનું શરુ થાય છે. પહેલાનાં સમયમાં ગમે તેટલું દુર ગામ હોય, પગે ચાલીને જવાનો રીવાજ હતો. હવે મોટે ભાગે ટ્રક અને જીપમાં જાય છે. ગામમાં જાન આવે એટલે કન્યાપક્ષવાળા સ્વાગત કરે છે. ધોતિયું ઉપર ઝાલી રાખીને એની નીચે સ્ત્રીઓ આરતી, કંકુ લઈને ઉભી રહે છે. આ સમયે સ્ત્રીઓ ગીત ગાયે છે. બંને પક્ષના વાજિંત્રો કહાળ્યા અને નગારું વગાડે છે. બે-ત્રણ દેગડા પાણી લાવવામાં આવે છે. કન્યાપક્ષની સ્ત્રીઓ મોટા થાળમાં પાટલો મુકીને જનૈયાઓના હાથ, પગ ધોઈ આપીને કંકુના ચાંદલા કરીને સ્વાગત કરે છે. આ વિધિ પુરી થાય પછી કન્યાપક્ષવાળા નાચે છે. પાણીના દેગડા લઈને ગોળ ફરીને નાચે છે. આવી રીતે જાનૈયાઓને પાણી છાંટવાનો રિવાજ છે. આ વખતે લોકોમાં આનંદ ઉત્સાહ જોવા મળે છે. ત્યાર પછી જાનૈયાઓ મંડપ નીચે આવે છે. વરરાજા બેસવા માટે હુકમ કરે પછી જાનૈયાઓ મંડપ નીચે બેસે છે. આ સમયે બંને પક્ષે ફટાણાનાં ગીતો ગાવામાં આવે છે.

**નોતરું**

ગામના પાટિલ, કારભારીને લગ્નમાં આવવાનું આમંત્રણ આપવાનો રિવાજ છે. તેથી કન્યા પક્ષવાળા વાજિંત્ર વગાડીને ગીતો ગાતાં આમંત્રણ આપવા જાય છે. પાટિલ, કારભરી આવનારા માણસોને ભેટીને પાંચ-દસ રુપિયા બધાને હાથમાં આપે છે. ત્યાર પછી ગામના આગેવાનો હાજર થાય, એટલે દેહવારા પૂજવાની વ્યવસ્થા કરે છે.

**દેહવારા પૂજન**

મોટીપેનમાં દેહવારા પૂજવાનું ખાસ મહત્વ છે. બંને પક્ષના સભ્યો ઉખળું પાસે બેસી વિધિ કરે છે. બે સૂપડામાં પેઢીના દેવો અને મૃત્યુ પામેલા વડીલોના નામની પૂંજ પાડે છે. વરપક્ષ અને કન્યાપક્ષની અલગ પૂંજ પાડે છે. દિવો અને અગરબતી સળગાવીને પૂજા કરે છે. ઉપર કંકુ છોંડે છે. દેવ અને પેઢીના માણસોની સાક્ષીમાં વર કન્યાને કંકુના ચાંદલા કરે છે. તેને દેહવારા પૂજન કહે છે. આ પૂજાવિધિમાં દેહવારાનાં ગીતો ગવાય છે. ભીલ સમાજમાં ફકત દેહવારા પૂંજીને લગ્નની વિધિ કરે છે. હાલના રિવાજ મુજબ પીઠી લગાડવાનું બંધ થયું છે.

દેહવારા વિધિ પુરી થાય પછી બહાર આંગણામાં બાકડા પર વર કન્યાને બેસાડે છે. સગાસબંધીઓ, ગામના માણસો વાસણ અને પૈસા ભેટમાં આપે છે. ભેટ આપવાનું પુરું થઈ જાય પછી વરકન્યાને નચાવે છે. બધા ભેગા મળીને કહાળ્યા, ઢોલકના તાલમાં સમૂહમાં નાચે છે. નાચવાનું પૂરું કરીને વરકન્યાને ઘરથી થોડે દુર લઇ જઈને ભેટે છે. વિદાય વખતે વિદાયના ગીતો ગાયે છે. બંને પક્ષના માણસો ભેટીને છુટા પડે છે. તેને રાનમોળા કેહે છે.

**આણુ કરવાની વિધિ**

પાંચ દિવસ પછી સગાસબંધીઓ કન્યાને તેડવા જાય છે. આ દિવસે વરપક્ષને સારું બનાવીને જમાડે છે. પહેલાનાં સમયમાં તેડવા આવે ત્યારે કન્યાં એકલી જતી હતી, પરંતુ હવે વરકન્યા સાથે જ જાય છે.

આમ, ડાંગના ભીલ આદિવાસી સમાજમાં સાદાઈથી લગ્ન વ્યવહાર કરે છે.

હાલના લગ્નવિધિમાં બદલાવ આવ્યો છે. શિક્ષણ આવવાથી આદિવાસીઓના રીતરિવાજોમાં ફેરફાર જોવા મળે છે. દા.ત. બોલપેનની વિધિએ હાલના સમયમાં ચાંદલાનું સ્વરુપ ધારણ કર્યુ છે. ચાંદલાની વિધિ ખર્ચાળ છે. લગ્નમાં વિધિ અનુસાર ગીતો ગવાય છે.

## મૃત્યુવિધિ

ભીલ આદિવાસી સમાજમાં માણસ મૃત્યુ પામે ત્યારે દક્ષિણ બાજુ માથું અને ઉતર બાજુ પગ રાખીને જમીન પર સુવડાવે છે. પુરુષ હોય તો ધોતિયું અને સ્ત્રી હોય તો લુગડું ઓઢાડવાનો રિવાજ છે. દિવસે દસ અગિયાર વાગે મૃત્યુ પામે ત્યારે તે જ દિવસે દાટે છે. ત્રણ-ચાર વાગે મૃત્યુ થાય તો રાતવાસો રાખે છે. દૂરના સગાસબંધી હોય તો ખબર મોકલીને બોલાવે છે. રાતવાસો રાખે ત્યારે રાત પસાર કરવા માટે ભગત મૈયતની કથા ગાય છે. સાંજે રાત પડે તે પહેલાં મડદાને કાચા સુતરથી બાંધે છે. કાચું સુતર બાંધીને મડદાને બંધનમાં રાખે છે. તેને બંધન ન બાંધવામાં આવે તો અડધી રાતે ચમત્કાર બતાવે, એવી માન્યતા છે. ડાંગના ભીલ રજવાડા સમાજમાં દાટવાની પ્રથા છે. તેને ભુંયડાગ કહે છે. મૃત્યુની વિધિ માટે ગામના એક માણસની નિમણુંક કરેલી હોય છે. શરુઆતથી અંત સુધી તે વિધિ કરે છે.

સગા સબંધીઓ ભેગા થાય પછી જુવાનિયાઓ ખાડો ખોદવા માટે જાય છે. ઘરે હોય તેઓ મડદાને સ્મશાને લઈ જવાની વિધિ કરે છે. મરનારને કપડાં, વાસણ, ઘરના નળિયા આપે છે. માટલીમાં પાણી

ગરમ કરે છે. તેમાં ઠંડુ પાણી નાખ્યા વગર નવડાવે છે. સ્ત્રી હોય તો સ્ત્રીઓ તૈયાર કરે છે. પુરુષ હોય તો પુરુષો કપડાં પહેરાવે છે. નવડાવીને તૈયાર કરે પછી હળદર લગાવે છે. માથા પર લગાડીને પગ તરફ નીચે ઉતારે છે. લગ્ન વખતે પીઠી લગાવે ત્યારે પગ પાસેથી લગાવીને ઉપર ચડાવે છે. છેવટે મડદાને તુવેરની દાળ અને ભાતનો રાંધેલો સાંબોળ જમાડે છે, ત્યાર પછી સ્મશાન યાત્રા નીકળે છે.

ગામના સ્ત્રી-પુરુષો અને સગાસબંધીઓ સ્મશાન યાત્રામાં જોડાય છે. કુટુંબના પુરુષો ઠાઠડી ઉંચકે છે. ગામના માણસો પણ મદદ કરે છે. રસ્તામાં ચાલતી વખતે મડદા ઉપર ડાંગર નાખે છે. મરનારની માયા માટે ધાન્ય નાખે છે. ગામથી થોડેક અંતરે વિસામો હોય ત્યાં મડદાને ઉતારે છે.

### વિસામાની વિધિ

વિસામા પાસે ઠાઠડી નીચે મુકે છે. છેલ્લી ઘડીએ બધા મરનારનું દર્શન કરે છે. સગાસંબંધીઓ અને ગામના લોકો મડદા પરથી ધાન્ય અને પૈસા ઉતારીને પગ પાસે નાખે છે. સ્ત્રીઓ મરનારને વિદાય કરીને ત્યાંથી પાછી ફરે છે. સ્ત્રીઓ સ્મશાને જઈ શકે નહી. જે રસ્તે ગયા હોય તે જ રસ્તે સ્ત્રીઓ પાછી ઘરે આવે છે. ઘરે આવીને તેઓ નદીએ સ્નાન કરવા જાય છે. નદીએ જતી વખતે લાઈનબંધ હારમાં ચાલે છે. સ્નાન કરતાં પહેલાં ત્યાં પણ વિધિ કરે છે. નદી કિનારે ધાન્યની વાવણી કરે છે. બધી સ્ત્રીઓ મળીને વાવણી કરીને પાણી પીવડાવે છે. મરનાર માણસ તમાકુ વાપરતો હોય તો ત્યાં તમાકુ મુકવાનો રિવાજ છે. સ્ત્રી હોય તો પોતાની બંગળી કાઢીને આપે છે. ત્યાર પછી સ્નાન કરે છે. સ્નાન કરતી વખતે બધી સ્ત્રીઓ વાળ

ધુએ છે. ધોયેલા કપડાં પહેરે છે. ઘરે આવીને છાણનું ગોળ કુંડાળુ બનાવીને તેમાં પાણી રેડે છે. પુરુષો સ્મશાનમાંથી આવે પછી છાણમાં રેડેલા પાણીને સ્પર્શ કરીને પવિત્ર થાય છે.

સ્મશાનમાં લઇ ગયા પછી ત્યાં મરનારનું છેલ્લુ દર્શન કરે છે. ખાડામાં ઉતાર્યા પછી મડદાને જમાડે છે. સગા સબંધીઓ બોલે છે કે જીવતે જીવ ખાધેલું તે સાચુ. આ તો માન આપવા માટે છેલ્લી ઘડીએ ખવડાવીએ છે. મરનાર દારુ પીવાવાળા હોય તો પીવડાવે છે. મૃત્યુની વિધિ કરનાર માણસ બધી વિધિ કરે છે. મરનારને માન આપવા માટે સૌથી પહેલાં વિધિ કરનાર માણસ પાંચ વાર માટી ખાડામાં નાખે છે. ત્યાર પછી બીજા માણસો મડદાને પુરે છે. સ્મશાનની બાજુમાં થાળી, વાટકી વાસણો, કપડાં અને ઘરના નળિયા મુકે છે. હવે પછી તે મરનારનું ઘર કહેવાય છે. તેથી ઘરની ધાતુ અને કાંસાના વાસણો આપવાનો રિવાજ છે. આ રીતે મરનારની બધી વસ્તુઓ આપી દે છે. મડદાને દાટયા પછી ઉપર પથ્થરો મુકે છે. તેના ઉપર બોરડીની કાંટાવાળી ડાળીઓ મુકે છે. જેથી કરીને જનાવરો અને ભૂતપ્રેત નુકશાન ન કરે. સ્મશાનની વિધિ પતાવીને પછી નદીમાં સ્નાન કરવા જાય છે. ત્યાર પછી પુરુષો પવિત્ર થવા માટે કળંબ વૃક્ષની છાલ ખાય છે.

સ્મશાને જેટલા પુરુષો ગયા હોય તેટલા બધા જ મરનારના ઘરે જાય છે. ત્યાં છાણના કુંડાળામાં પાણી હોય તેને સ્પર્શ કરીને પવિત્ર થાય છે. આ સમયે સ્ત્રીઓ ખુબ રડે છે. સગાસબંધીઓ મરનારના ઘરે આશ્વાશન આપીને પછી છુટા પડે છે. મૃત્યુ પછી માણસ દેવલોકમાં જાય છે. કુટુંબના વડીલો મૃત્યુ પામેલા હોય તેમની સાથે આત્મા રહે છે, ભીલ સમાજમાં એવી માન્યતા છે. એટલે કે દેવલોકમાં પણ કુટુંબના

માણસો વસવાટ કરે છે. મૃત્યુ પામેલો જીવ ફરી પોતાના કુટુંબમાં વહુ અથવા દિકરીના પેટે જન્મ ધારણ કરીને આવે છે. બાળક જન્મે ત્યારે અમુક નિશાની લઈને આવે છે. તેના પરથી વડીલો ઓળખે છે. દા.ત. લુલું, લંગડું હોય તો વડીલોના સમયમાં કોઈ દઝાઈને મૃત્યુ પામ્યુ હોય, તે ફરી સંસારમાં આવ્યું છે. તેમજ કાળા ડાઘની નિશાની પણ પૂર્વજોની નિશાની છે, એવું માનવામાં આવે છે.

કેટલીક વાર બાળકનું નામ મુકયા પછી તે ખુબ રડે છે. ત્યારે ભગત પાસે દાણા જોવડાવે છે. ભગત કહે છે કે કોઈ વડીલ જન્મ લઈને આવ્યું છે, તેથી યોગ્ય નામ મુકે છે. નામ મુકયા પછી બાળક રડવાનું બંધ કરે છે. ડાંગના ભીલ આદિવાસી સમાજમાં મૃત્યુ પછીના જીવનની માન્યતાઓ વિશિષ્ટ છે.

વારેતહેવારે મરેલાનાં નામનું નૈવેધ ચડાવે છે. મરનારાઓ કંઈક આશા રાખે છે. પૂજા ન કરવામાં આવે તો કુટુંબને નડે છે, એવી માન્યતા છે.

**દેવનો ખ્યાલ**

ડાંગના ભીલ આદિવાસીઓના પ્રકૃતિમાંથી જ દેવો ઉદ્‌ભવેલા છે. પશુ-પ્રાણીઓ, વૃક્ષો અને વિશિષ્ટ જગ્યાઓની શ્રધ્ધાથી પૂજા કરે છે. તે ઉપરાંત નૈસર્ગિક પરિબળો જેવા કે વરસાદ, વાદળા, ડુંગરોને દેવ ગણીને પૂજે છે. ભીલો ખાસ કરીને વાઘદેવની પૂજા કરે છે.

**વાડુદેવ**

વાડુદેવ ભીલનો છોકરો અને રાજાવાડુ વારલીનો છોકરો. તેમના વચ્ચે ખુબ મિત્રતા. જે સમયે દેવો ધરતીલોકમાં ગાદી નાખતા હતા ત્યારે તેઓ પણ પોતાની દેવ તરીકેની ગાદી માટે પૃથ્વીલોકમાં આવ્યા હતા. તેઓ ફરતાં ફરતાં વાડુ ડુંગર પાસે આવીને ઉભા રહે છે. ત્યાં રાજાવાડુ બુમ પાડે છે. કોઈ ન સંભળાતાં રાજાવાડુ કહે, વાડુદેવ તારી ગાદી અહીં નાખ. તું આ ડુંગર પર રહેજે, એમ કહીને રાજાવાડુ કોતરમાં સ્નાન કરવા જાય છે. તેઓ સ્નાન કરીને આવીને પછી વાડુદેવને કહે, તું મારા કોતરમાં સ્નાન કરતો નહી. વાડુદેવ પણ શરત સ્વીકારે છે કે કંઈ વાંધો નહી. હું તારા કોતરમાં સ્નાન નહી કરું. વાડુદેવનું સ્થાનક ડુંગર ઉપર છે. તે વાડુદેવ ડુંગર તરીકે ઓળખાય છે. આ ડુંગર ભીલોનું આસ્થાનું સ્થાનક છે. ડુંગરની તળેટીમાં કોતર છે, તે રાજાવાડુનું કોતર છે. આ ડુંગર પર દશેરાનાં દિવસે ભીલો પૂજા કરે છે. પહેલાનાં સમયમાં ત્યાં પાડાની બલી ચડાવતા હતા. હાલમાં બકરાની બલી ચડાવીને પૂજા કરે છે. વાડુદેવ ભીલ સમાજનો દેવ હોવાથી વારતહેવારે પૂજા અર્ચના કરે છે.

**ભવાનીની પૂજા**

ભીલો શૂરવીર હોવાથી સપ્તશૃંગીમાતાને અખંડ શ્રધ્ધાથી પૂજે છે. લડતનું કામ ઉપાડતાં પહેલાં ભવાનીમાતાની પૂજા કરીને આશિર્વાદ માંગે છે. તેઓ દશેરાના દિવસે શસ્ત્રની પૂજા કરીને નાળિયેર ચડાવે છે.

**ગામનાં દેવદેવી**

ભીલો ગામની સીમમાં ગામદેવની સ્થાપના કરે છે. દરેક તહેવારે ગામના માણસો સામુહિક રીતે પૂજા કરે છે.

**ગાંવદેવ(ગામદેવ)**

ગામની સુખ-શાંતિ અને રક્ષા માટે વારતહેવારે ગામદેવની પૂજા કરવામાં આવે છે. ગામમાં કેટલીક વાર અમુક રોગ ફેલાય છે. તેના નિવારણ માટે જાણકાર ભગતને બોલાવીને ગામદેવની પૂજા કરાવે છે. તેઓ ખાસ કરીને તેરા તહેવાર અને દિવાળીના દિવસે ગામદેવની પૂજા કરે છે. નવું ધનધાન્ય કે નવી ભાજી ગામદેવને ચડાવીને પછી ખાય છે. ગામદેવ ગામની રક્ષા કરે છે, ડાંગના ભીલ આદિવાસીઓમાં એવી શ્રધ્ધાથી પૂજા કરે છે.

**વાઘદેવ**

ડાંગના ભીલો વાઘબારસનાં દિવસે વાઘદેવની પૂજા કરે છે. ઢોર-ઢાંખર અને માણસોનાં રક્ષણ માટે વાઘદેવની પૂજા કરવામાં આવે છે. તેની પૂજા ન કરવામાં આવે તો પશુઓ અને માણસોને નુકશાન પહોંચાડે છે. વાઘ કોઈ માણસ પર હુમલો કરે તો ભગત દાણા જોઈને કહે છે કે વાઘદેવની પૂજા કરી નથી, એટલે શિક્ષા કરી છે. તેથી ભીલો વાઘદેવની પૂજા કરે છે.

### નડદાના દેવ

નડદાનો દેવ ભીલોનો મોટામાં મોટો દેવ છે. ઘરમાં નડતર અથવા દુઃખ દર્દ હોય ત્યારે નડદાદેવની બાધા રાખે છે. બાધા સફળ થાય પછી નળદાના દેવ પાસે જઈને પૂજા અર્ચના કરીને બાધા ચડાવે છે. ભીલો નળદાના દેવ પર અખંડ શ્રધ્ધા ધરાવે છે. દેવસ્થાનકે ગયેલા પુરુષો રાતવાસો કરે છે અને ભગત રાતે કથા કરે છે. બીજે દિવસે સામુહિક પૂજા કરે છે. આ દેવસ્થાનકે બહેનો જઈ શકે નહી. તેથી માત્ર પુરુષો જ જઈ શકે છે.

### કવાળ્યાદેવ

કવાળ્યાદેવનું દેવથાનક કવાળ્યા ડુંગર પર છે. ખેતરમાં પાક તૈયાર થઈ જાય પછી દેવના દર્શને જાય છે. આ ડુંગર વ્યારાથી વઘઈ જતા રસ્તા પર ભેંસકાતરી ગામમાં આવેલ છે. ત્યાં સ્ત્રીઓના પ્રવેશ પર પ્રતિબંધ છે. વડીલોનું માનવું છે કે કવાડયા દેવની પૂજામાં ભૂલ ન થવી જોઈએ, એવી માન્યતા છે. ઘરે વચનપાલનમાં ભુલ થાય તો માણસ દેવ થાનક સુધી પહોચી શકતો નથી. કંઈને કંઈ વિઘ્ન આવે છે. આ રીતે દેવ ચમત્કાર બતાવે છે.

### મુંડીના દેવ

મુંડીના દેવ ગામની રખેવાળી કરે છે. ગામમાં અનિષ્ટ હોય, માંદગી હોય તેની સામે રક્ષણ કરે છે.

ગામમાં શુખ શાંતિ રહે તે માટે વડીલો મુંડીના દેવની પૂજા કરે છે. ગામની સીમમાં ખેતરની છેડે મુંડીના દેવનું દેવથાનક હોય છે.

### માવલીની પૂજા

ઘરમાં કોઈ બીમાર હોય, નડતર હોય ત્યારે માવલીમાતાની બાધા રાખે છે. માવલીની બાધા રાખવાથી સ્ત્રી અને બાળકની બિમારી મટી જાય છે, એવી ભીલોની શ્રધ્ધા છે. બાધા સફળ થાય પછી માવલીમાતાનાં દેવથાનકે જઈને પૂજાવિધિ કરીને મરઘાં અથવા બકરાંની બલી ચડાવે છે. દેવથાનકે પૂજાવિધિ પૂરી થાય પછી ભગતો અને પૂજામાં જોડાયેલા માણસો રસોઈ બનાવીને જમે છે.

### પ્રાકૃતિક તત્ત્વોનાં રુપમાં દેવદેવી

### પવનદેવ

ભીલ સમાજના વડીલો અખાત્રીજના દિવસે પવનદેવની પૂજા કરે છે. ઘરનો વડીલ માણસ છાણના ઉકરડા પર બેસીને પૂજાની વિધિ કરે છે. તેઓ પવનદેવને વિનંતી કરે છે કે તું શાંત થઈને રહેજે, કોઈને નુકશાન કરીશ નહી. પવનદેવને ભાત અને માછલાં ચડાવીને દારુની શાખ પાડે છે. તેથી પવનદેવ પ્રસન્ન થઈને શાંત રહે છે. ત્યાર પછી ઉકરડા પર પાંચ છોકરાં બેસાડીને જમાડે છે. જો પવનદેવની પૂજા ન કરવામાં આવે તો તે વાવાઝોડાનું સ્વરુપ ધારણ કરીને સર્વનાશ કરે છે. ખેતી માટે પણ નુકશાન થવાની સંભાવના

રહે છે, તેથી ભીલો પવનદેવની પૂજા કરે છે.

**પાણીદેવ**

કેટલીક વાર રોપણી વખતે વરસાદ બંધ થઈ જાય, ત્યારે ડાંગના ભીલો દેવગીત ગાઈને ઠાકર્યાનૃત્ય નાચીને વરસાદ વરસાવે છે. પાણીદેવને રીઝવવા માટે ઠાકર્યાનૃત્ય નાચે છે.

જયારે કોઈ પણ ઘટનાનું સર્જન માનવ શકિત બહાર હોય ત્યારે અલૌકિક માનવામાં આવે છે. સામાન્ય માનવને કુતુહલ થાય. તેથી તેઓ કુદરતી તત્વોને દેવ માનીને પૂજા કરે છે.

## રોટી વ્યવહાર, ખાનપાન, આહારવિહાર સંબંધી માન્યતા

ડાંગના ભીલ આદિવાસીઓ ખેતીકામમાં અને શિકાર કરવામાં કુશળ છે. તેઓ નાગલી, ડાંગર, વરઈ, સાવા, કોદા, જુવાર, બંટી વગેરે ધાન્યોની ખેતી કરે છે. તુવેર, અડદ, ચણા, વાલ, કુળીત, ચોળી, ચોળા જેવા કઠોળ પકવે છે. મગફળી, તલ, સોયાબીન, ખરસાણું જેવા તેલિબિયાની ખેતી કરે છે. તેઓ નદીકિનારે રીંગણ, કાંદા, લસણ વગેરે શાકભાજી રોપે છે. તેઓ બિયારણની સાચવણી કરે છે.

નાગલીના રોટલા, અડદની દાળ, ભાત, જંગલી જાનવરોનું માંસ, માછલાં તેમનો પ્રિય ખોરાક છે. તેઓ ખાનપાનમાં સાદો ખોરાક પસંદ કરે છે. દિવાળી તહેવારે પાનગા, પચવીના તહેવારે બોળકાં (ચોખાના લોટની બાફેલી વાનગી) તેમજ જંગલી અળુનાં પાતરા જેવી વાનગી બનાવે છે. ડાંગના ભીલોની જીવનશૈલીમાં બદલાવ જોવા મળતો નથી. તેઓ હાલમાં પણ પરંપરાગત ધનધાન્યની વાવણી કરીને જીવન

જીવે છે.

ભીલો તહેવાર પ્રસંગે પોતાના કુટુંબમાં એકબીજાને ખાવાનું આપે છે. તહેવાર હોય ત્યારે વડીલના ઘરે પૂજા માટે આખું કુટુંબ ભેગું થાય છે. કુટુંબનાં દેવો અને પિતૃઓને નૈવેદ્ય ચડાવે છે. આ દિવસે કુટુંબનાં માણસો સમૂહ ભોજન કરે છે. ડાંગમાં વસતા અન્ય આદિવાસી સમાજ સાથે તેઓ રોટી અને બેટી વ્યવહાર રાખતા નથી.

તેઓ કુટુંબ સિવાય અન્ય માણસોના દેખતાં જમતા નથી. અમુક સ્ત્રીઓ ડાકણ હોવાથી હેરાન કરે છે અને કેટલાકની દૃષ્ટિ સારી ન હોવાથી નજર લાગે છે, એવી માન્યતા છે.

**હરવાફરવા વિશેની માન્યતા**

ડાંગના ભીલ વડીલોનું કહેવું છે કે અડધી રાતે ફરવું નહી. રાતે ભૂત-પ્રેત, દેવો અને જનાવરો ફરે છે. હિંસક જનાવરોનો ભય રહે છે અને બાટા(મેલો)ભૂતનો ઝટકો લાગે તો માણસ મરી પણ જાય છે, એવી માન્યતા છે. રાતે કોઈ દેવનો ઝટકો લાગે તો માણસને ઝાડા, ઉલ્ટી શરુ થઇ જાય છે, એવું વડીલો કહે છે. સવારે મરઘો બોલે પછી માણસ હરીફરી શકે છે. એ સમયે નિશાચરો પોતાનાં રહેઠાણે નીકળી જાય છે.

પહેલો વરસાદ પડે ત્યારે વડીલો ખેતરમાં કે ઝાડીજંગલમાં સાચવીને ફરવાનું  કહે છે. એ સમયે અસંખ્ય જીવજંતુઓ પોતાના રહેઠાણમાંથી બહાર નીકળી આવે છે. તેમાંથી કેટલાક જીવો ઝેરી હોય છે.

જે માણસનો કે પ્રાણીઓનો જીવ લઈ શકે છે. તેથી પહેલો વરસાદ પડે ત્યારે ગમે તેમ ન ફરવું જોઈએ, એવું તેમનું કહેવું છે.

### ખેતી સબંધી વિધિ

ડાંગના ભીલોનો મુખ્ય વ્યવસાય ખેતી છે. તેથી ખેતી સંબંધી વિધિઓ કરે છે. અનાજ ઓરતાં પહેલાં અને કાપતાં પહેલાં દેવદેવીની પૂજા અચૂક કરે છે.

### કનસરીની પૂજા

નાગલીની કાપણી કરતાં પહેલાં તેઓ ખેતરમાં કનસરીદેવીની પૂજા કરે છે. આ પૂજામાં નાળિયેર, અગરબતી, તેલ, ચોખા વગેરે સામગ્રી વપરાય છે. કનસરીનો ભગત ન હોય તો ખેતરનો માલિક પૂજા કરે છે.

### ખળાની પૂજા

ડાંગના ભીલો દશેરાના દિવસે ખળાની પૂજા કરે છે. ખળાની પૂજા કરવાથી અનાજ વધારે પાકે છે અને પૂજા ન કરવામાં આવે તો ખળામાંથી અનાજ ઉડી જાય છે, એવી માન્યતા છે.

ખેતરમાં નવો પાક આવે ત્યારે કરવામાં આવતી પૂજા

ખેતરમાં નવું અનાજ પાકે ત્યારે નવાં તહેવારના દિવસે પરંપરાગત દેવદેવીને ચડાવીને પછી જ ખાય છે. મકાઈ, ડાંગર, નાગલી, કોળું, ચોળા, ગલકા, કાકળી વગેરે પાકોનું નૈવેધ દેવને ચડાવવાનો રિવાજ છે. તેઓ દેવ કર્યા વિના નાનાં બાળકને પણ ખાવા દેતા નથી. વડીલોનાં સમયથી ચાલી આવેલા રીતરિવાજો છે.

**પ્રજનન સંબંધી માન્યતા**

ડાંગના ભીલોમાં સ્ત્રી માસીક ધર્મમાં હોય ત્યારે તે અપવિત્ર ગણાય છે. પાંચ દિવસ સુધી પુરુષ સ્ત્રીથી દુર રહે છે. ભીલ આદિવાસી સમાજનાં સ્ત્રી પુરુષો માસીક ધર્મ પછીના દિવસોમાં સંબંધ રાખે છે. કેટલીક સ્ત્રીઓને રાક્ષસ જેવા બાળકો પણ જન્મે છે. ભૂતનો પડછાયો પડે એટલે એવા બાળકો જન્મે છે, એવી માન્યતા છે.

**ગુઢવિદ્યા**

**ડાકણની વિદ્યા**

ડાંગનાં ભીલ આદિવાસીઓ ડાકણ વિધામાં માને છે. તેઓ ડાકણને ભુતાળી કહે છે. ડાકણની મેલીવિધાએ મારણ વિધા છે. મેલીવિધા ધરાવતી સ્ત્રી કુટુંબની છોકરી અને સ્ત્રીઓને છેતરે છે. તે છેતરવા

માટે અડધો રોટલો અને માછલાં ખવડાવે છે, એવી માન્યતા છે. તે વ્યકિત પછી મેલીવિધા શીખવા મજબુર બને છે. જો તે ન શીખે તો મરવાની સંભાવના રહે છે. મેલીવિધા શીખીને પુરુ કર્યા પછી તેના બદલામાં શીખવનાર ગુરુને સગાસબંધીમાંથી કોઈ  વ્યકિતનો ભોગ આપવો પડે છે. જો શીખેલી વ્યક્તિ ભોગ આપવાની આનાકાની કરે તો ગાંડી થઈને મૃત્યુ પામે છે, ડાંગના ભીલોમાં એવી માન્યતા છે. ડાકણની વિધા ધરાવનાર વ્યકિતનું સમાજમાં માનસન્માન હોતુ નથી. કુટુંબનાં માણસો તેનાથી ડરે છે.

ડાકણની વિધા એ ગુપ્તવિધા છે. મેલીવિધા ધરાવતી વ્યક્તિ કોઈને ખબર પડવા દેતી નથી. આ વિધામાં સ્ત્રી-પુરુષ બંનેનો સમાવેશ થાય છે. તે ઉપરાંત મોટે ભાગે સ્ત્રી અને છોકરીઓમાં જોવા મળે છે. ડાકણ વિશે અનેક માન્યતાઓ છે. તેઓ રાતે બિલાડી, કૂતરું, ઝાડનું પાન બનીને ફરે છે અને તેમની પાસે ચમત્કારી વિધા હોય છે, એવી માન્યતા છે. ગુરુ ઘોંગળાં(પાંદડાની બનાવેલી છત્રી)નું વિમાન બનાવીને જુદાજુદા દેવસ્થળે ચેલાને લઈ જઈને વિધા શીખવે છે. રસ્તામાં કોઈ માણસ મળે તો તેને હેરાન કરે છે. જોઈ જનાર માણસ ડાકણ જીવે ત્યાં સુધી નામ જાહેર કરતો નથી. તે માણસ ડાકણનું નામ કહી દે, તો માણસનું મૃત્યુ થવાની સંભાવના રહે છે, ડાંગના ભીલોમાં એવી માન્યતા છે.

કુટુંબમાં કોઈ માણસ બીમાર પડે, ભયંકર રોગ હોય, ઢોર બીમાર પડે ત્યારે દવાદારુ કરે છે, છતાં પણ બીમાર સાજો ન થાય. તે સમયે કુટુંબનાં માણસો ભેગા મળીને ભગત પાસે દાણા જોવડાવે છે, આવા સમયે ભગત મદદ કરે છે. કોઈ સ્ત્રીએ ડાકણની વિધા શીખીને પુરી કરેલી  છે. તેના બદલામાં ભોગ માંગે છે, તેથી આ માણસ બીમાર છે. ભગત સગાવાળાને આવી જાણકારી આપે છે. ત્યાર પછી એક દિવસ

નીસની(ડાકણની વિધિ) કરે છે. આ વિધિ રાતે કરવામાં આવે છે. દુરના સગાસબંધીઓ ભેગા થાય છે. ગામના આગેવાનોને પણ બોલાવે છે. ઘરના આંગણામાં વિધિ કરે છે. વાટકામાં પાણી લઈને ભગત મંત્ર બોલે છે. મંત્રેલા પાણીમાં ગામની સ્ત્રીઓ અડદ નાખે. જે સ્ત્રીના અડદ પાણીમાં તરે, તે ડાકણ એમ ભગત જાહેર કરે છે. ત્યાર પછી કુટુંબની સ્ત્રીઓ પાણીમાં અડદ નાખે છે. જે સ્ત્રી ડાકણ નીકળે તેને બેસાડી રાખે છે. બાકીની સ્ત્રીઓને મોકલી આપે છે. ભગત ડાકણને કબુલ કરાવે છે. આ સમયે ભગતો અને ડાકણો વચ્ચે ઝગડો થાય છે. ડાકણોને માર મારીને કબુલ કરાવે છે. આ વિધિની પાછળ અંધવિશ્વાસ પણ જોવા મળે છે. કુટુંબમાં ભાઈ-ભાઈ વચ્ચે વેર થાય. દા.ત. ઈસખંડી ગામમાં એક છોકરો બીમાર હતો. દવા અને ઔષધિ કરાવી છતાં સાજો ન થયો. કુટુંબના સગાસબંધીઓ ભગત પાસે દાણા જોવડાવે છે. ભગતે ડાકણવિદ્યા સબંધી વાત કરી. ત્યાર પછી ઘરે ડાકણને પકડવાની વિધિ કરી, તો તેની માતા ડાકણ નીકળી. સગાવાળા સ્ત્રીને માર મારીને કબુલ કરાવે છે. સમાજ દ્વારા સ્ત્રી પર અત્યાચાર થાય છે. ત્યાર પછી ગામના સ્મશાનમાં જઇને ચોખાના લોટથી ભુતોની મૂર્તિઓ બનાવીને પૂજા કરીને ભગત ડાકણને મરઘાં અને બકરાનું લોહી પીવડાવે છે. તે ઉપરાંત ઝાડ ફુંક કરીને મેલિવિદ્યા ઉતારે છે. મેલીવિદ્યા ઉતરી જાય પછી નકામી બની જાય છે. ભગત મેલીવિદ્યાનો જળમૂળ ઉખેડી નાખે છે, ભીલ સમાજમાં એવી માન્યતા છે. ભગત એ ભીલ આદિવાસી સમાજનો આશરો સહારો છે. ઘર કુટુંબનું ગમે તે નડતર હોય તે દુર કરે છે. ડાંગના ભીલ સમાજની માનસિકતા એવી છે કે, ભગત કહે તે જ સાચું માનવામાં આવે છે.

**ભગતની ચોખ્ખીવિદ્યા**

ડાંગના ભીલ આદિવાસી સમાજમાં ભગતનું સ્થાન મહત્વનું છે. તે સમાજનો આશરો છે. ઘરમાં કોઈ નડતર હોય, બીમારી, ભયંકર રોગ હોય તો ભગત તેનો ઉપચાર કરે છે. ડાંગના આદિવાસીઓમાં જુદા જુદા પ્રકારના ભગતો છે. જેમ કે દાણા જોવાવાળો ભગત, કાગદી ભગત, ઝાળની(પીછીથી ઝાટકે)નો ભગત, કનસરીનો ભગત, ઔષધિ આપવાવાળો ભગત, ડાકણને પકડતો ભગત. ભીલ આદિવાસીઓ ડોકટરો કરતાં ભગતો પર વિશ્વાસ રાખે છે. ભગતની વિદ્યા કલ્યાણકારી છે. દૈવીશકિતને માણસો જોઈ શકતા નથી. પરંતુ ભગત તે વિશ્વાસ માણસો સુધી પહોચાડે છે. ભગત પોતાની ભકતી જાહેરમાં કરે છે. કોઈ પણ કામમાં તે મંત્રો મોટેથી બોલે છે. પરંતુ અન્ય માણસ તે મંત્રો સમજી શકતો નથી.

**વનશ્રી(ઔષધ)નો ભગત**

વનશ્રીથી ભગતો સમાજનાં લોકોનાં દુઃખ દર્દની સામે રક્ષણ કરે છે. જંગલની વનસ્પતિનાં મૂળિયા, છાલ, ફળ, ફૂલ વગેરે દવા તરીકે ઉપયોગ કરે છે. આ વનસ્પતિ વનસી તરીકે ઓળખાય છે. દરેક દર્દની દવા ભગત પરંપરાગત રીતે જાણે છે. માણસો શ્રધ્ધાથી તેનો ઉપયોગ કરે છે. તે ગુપ્તવિદ્યા હોવાથી ભગત કોઈ વ્યક્તિને બતાવી શકતો નથી. આ વિદ્યા વારસાગત છે, તેથી ભગત પોતાનું જ્ઞાન વારસામાં આપે છે.

**ઉત્સવ**

**ડુંગરદેવ**

ડાંગના ભીલ આદિવાસીઓ ડુંગરદેવ ઉત્સવ ઉજવે છે. તેઓ બિમારી, ધનદૌલત અને પશુપાલનની વૃધ્ધિ માટે ડુંગરદેવની બાધા રાખે છે. સાત દેવાંગન દેવીઓ અને તેમનો પતિ દેવટાપરા ડાંગના ડુંગરગુફાઓમાં વસેલા છે. તેઓ ડાંગી ભીલ આદિવાસીઓના માનીતા દેવદેવી છે. બાધા સફળ થાય પછી પાંચ સાત વર્ષે ભાયેં લઈને ડુંગરગઢ પર જાય છે અને નાચગાન સાથે પૂજા કરીને બાધા પુરી કરે છે.

ડુંગરદેવની પૂજાની સ્થાપના પોષ પૂનમના સાત આઠ દિવસ પહેલાં કરે છે અને પૂનમના દિવસે તેની પુર્ણાહૂતિ થાય છે. જે ઘરે ડુંગરદેવની સ્થાપના કરી હોય, તેમણે નીતિનિયમો પાળવા પડે છે. આ પૂજામાં મોટે ભાગે ભગતો જોડાય છે. તેઓ વહેલી સવારે સ્નાન કરે છે અને દિવસમાં એકવાર જમે છે. ડુંગરદેવની પૂજામાં ભગતો રાતે વેશો ભજવીને નૃત્ય કરે છે. આ વખતે દેવદેવીઓના નામની ગર્જના કરીને દેવગીતો ગાઈને નાચે છે. કેટલાક ભગતો ધુણે ત્યારે ચુલાના અંગારા ખાય છે, છતાં તેઓ દાઝતા નથી. તેમના શરીરમાં દેવ હોવાથી અંગારાથી કંઈ નુકશાન થતું નથી.

પોષ મહિનાની પૂનમે ભાયેં ડુંગરગઢ પર પૂજા કરવા જાય છે. તેઓ બકરાં, મરઘાં અને રસોઈના સાધનો સાથે લઈ જાય છે. ત્યાં ગામેગામથી ડુંગરદેવના ભાયા(પૂજામાં જોડાયેલા ભકતો)આવે છે અને મેળો ભરાય છે. ગઢ પર બધા ભેગા મળીને મુખ્ય ખળી પર ગીતો ગાઈ નાચીને ડુંગરદેવની પૂજા કરે છે. નાચકામ વખતે માણસો જાતપાતમાં ભેદભાવ રાખતા નથી.

જે ઘરમાં ઝગડા, કંકાસ હોય, તે માણસ ડુંગરદેવનું દર્શન કરી શકતો નથી. તેને ગઢ ચડતી વખતે તાવ ચઢે અથવા પગ દુઃખે તો તેમણે અડધેથી પાછા ફરવું પડે છે, એવું અનુભવી વડીલો કહે છે. આ રીતે શ્રધ્ધા અને આસ્થા હોવાથી ડાંગના ભીલો ડુંગરદેવની પૂજા કરે છે.

ડાંગના ભીલો સામાજિક, સાંસ્કૃતિક અને ધાર્મિક ઉત્સવો ઉજવે છે. તેઓનો વ્યવસાય ખેતી હોવાથી મોટે ભાગે તહેવારો અને ઉત્સવો ખેતી સાથે જોડાયેલા છે.

**પર્વ**

ડાંગના ભીલો તહેવારો અને ઉત્સવો ઉજવીને જીવનને ઉત્સાહિત બનાવે છે. તેમના તહેવારો મોટે ભાગે ખેતી સાથે સંકળાયેલા છે.

**તેરા(જંગલી અળુ)**

અષાઢ મહિનામાં વરસાદ પડે પછી જંગલી અળુ ઊગી નીકળે છે. પંદર-વીસ દિવસમાં પાન મોટા થાય છે, ત્યારે ગામનો આગેવાન તહેવારનો દિવસ નકકી કરે છે. આ દિવસે ગામદેવની પણ પૂજા કરવામાં આવે છે. ગામનો પાટિલ ફાળો એકત્ર કરીને નાળિયેર, મરઘાં, અગરબતી, સિંદુર ખરીદે છે.

ગામદેવની પૂજામાં ભગતો, પુરુષો અને બાળકો જોડાય છે. આ દેવસ્થાનકે સ્ત્રીઓને જવાનો નિષેધ છે. ગામનો વડીલ માણસ ગામદેવની પૂજા કરે છે. આ પૂજામાં ખાસ કરીને સાગના પાંદડાનો ઉપયોગ થાય છે. પાંદડામાં ચોખાની પૂંજ પાડીને ઉપરથી સિંદુર છોંડે છે. ત્યાર પછી દારુની શાક પાડીને મરઘાંની બલી

ચડાવે છે. ગામદેવ પૂંજાય પછી જ સાગના પાંદડા તોડી શકાય છે. ઢોર-વાછરડાં અને ગામની સુખ-શાંતિ માટે, ગામમાં કોઈ બિમારી ન આવે, એટલા માટે ભીલો ગામદેવની પૂજા કરે છે.

ગામદેવની પૂજા થઈ જાય પછી ઘરનાં પરંપરાગત દેવદેવીની પૂજા કરે છે. જંગલી અળુ સમારીને દાળમાં બાફણુ બનાવે છે, તેની સાથે ભાત બનાવે છે. તેરા અને ભાતનો દેવદેવીને નૈવેધ ચડાવે છે. તેરા ડાંગના ભીલોનો મોટો તહેવાર છે. નિશાળોમાં પણ બાળકોને રજા આપવામાં આવે છે. કુટુંબનું કોઈ માણસ બહારગામ ગયું હોય તો તેની રાહ જુએ છે. આ રીતે નવી ભાજીનો નૈવેધ દેવને ચડાવવાનો રિવાજ છે.

આ દિવસથી ઠાકર્યાનૃત્યની શરુઆત થાય છે. વરસાદ વરસાવવા માટે ઠાકર્યાનૃત્ય નાચે છે. તેરા તહેવાર ઉજવ્યા પછી જ રોપણીની શરુઆત થાય છે. આમ, તેરા તહેવાર ખેતી માટે અનોખો તહેવાર છે.

**નવાં(નવું)**

ખેતરમાં અનાજ અને શાકભાજી તૈયાર થઈ જાય પછી નવાં તહેવાર ઉજવે છે. નવું અનાજ રાંધીને ખાવાનો તહેવાર હોવાથી નવાં કહે છે. સ્ત્રીઓ ખેતરમાંથી ડાંગર અને બેંદરી(હલકી નાગલી) કાપી લાવીને નવા અનાજની રસોઈ બનાવે છે. નવું ભાત અને કોળાનું શાક બનાવીને દેવને ચડાવે છે. એ દિવસે બળદોને પણ નવડાવે છે. આ રીતે નવાંનો તહેવાર ખેતી સાથે સંકળાલો છે.

**વાઘબારસ**

વાઘબારસના દિવસે ડાંગના ભીલો વાઘદેવી પૂજા કરે છે. ગામની સીમમાં વાઘદેવનું દેવથાનક હોય છે. પુરુષો અને ગોવાળિયાઓ મળીને વાઘદેવની પૂજા કરે છે. તેઓ ખાસ કરીને ઢોર અને માણસની રક્ષા માટે વાઘદેવની પૂજા કરે છે. ગામનો જાણકાર ભગત પૂજા કરે છે. તેની પૂજામાં અગરબતી, કંકુ અને નાળિયેરની જરુર પડે છે. પૂજા કરીને પછી મરઘાંની બલિ ચડાવે છે. એ દિવસે ગામમાં ઢોરોને ભડકાવીને દોડાવે છે. રસ્તા પર એક જગ્યાએ ઈંડુ મુકવામાં આવે છે. ઈંડુ ફુટી જાય કે બચી જાય તેના પરથી વર્ષ કેવું જશે ? વડીલો તેની આગાહી કરે છે. જો ઈંડુ બચી જાય તો ગામમાં સુખ-શાંતિ રહેશે, એવી માન્યતા છે.

**દશેરા**

દશેરા એ ડાંગના ભીલોનો મહત્વનો તહેવાર છે. આ તહેવારના દિવસે તેઓ પોતાના પરંપરાગત દેવદેવીની પૂજા કરે છે. પહેલાંના સમયમાં ભીલ આદિવાસીઓ દશેરાના દિવસે વાઘદેવને પાડાની બલી ચડાવતા હતા, પરંતુ હાલનાં સમયમાં બકરાની બલી ચડાવે છે. બળદગાડાને નાળિયેર ફોડે છે, તેમજ કલાકારો પોતાના વાદ્યોની પૂજા કરે છે.

**દિવાળી**

ભીલ આદિવાસી સ્ત્રીઓ દિવાળીના દિવસે ચોખાના લોટમાં કાકડી છીણીને બાફેલા રોટલા બનાવે છે. આ રોટલાને પાનગા કહે છે. સાંજે ઢોર ઘરે આવે પછી દેવની પૂજા કરીને ચોળાની દાળ, ભાત અને બાફેલા રોટલાનો નૈવેદ્ય ચડાવે છે. ત્યાર પછી કુટુંબનાં માણસો ભેગા મળીને સમૂહમાં ભોજન કરે છે. આમ, દિવાળી તહેવાર ડાંગના ભીલોનો ખુશી આનંદનો તહેવાર છે.

**હોળી**

ડાંગમાં ફાગણ સુદ આઠમથી હોળીનું વાતાવરણ જોવા મળે છે. અઠવાડિયા પહેલાં હાટ બજારો ભરાવાનું શરુ થાય છે. નાનાં બાળકો માટે કપડાં, રમકડાં ખરીદે છે, તેમજ નાળિયેર, કોપરું, ખજૂર, ધાણી, દાળિયા જેવા ખાદ્ય સામગ્રીની પણ ખરીદી કરે છે. હોળીના તહેવાર વખતે ખાસ કરીને હાટબજારોનું વધારે આકર્ષણ હોય છે. દરેક વસ્તુઓ ખુબ ઊંચા ભાવે વેચાય છે, છતાં પણ તેઓ જરુરી સામગ્રીની ખરીદી કરે છે.

તેઓ ફાગણી પૂનમે હોળીની તૈયારી કરતાં કરતાં ખાસ પ્રકારના ટુચકાં ગાય છે. હોળી સળગાવવાના સમયે ભીલ સ્ત્રીઓ ગીતો ગાતાં ગાતાં હોળીના સ્થળે જાય છે. એ દિવસે મોટે ભાગે બધા નવા કપડાં પહેરે છે. ભીલો મુહૂર્ત જોઇને હોળી સળગાવે છે. હોળી સળગે પછી બધા પગે લાગીને દાળિયા, મમરા, કોપરું, નાળિયેર હોળીમાં નાખે છે. પાંચ કુંવારી છોકરીઓ હોળીની પ્રદક્ષિણા કરે છે. આ સમયે હોળીના સળગતા લાકડાં ખસી પડે છે. લાકડાં પૂર્વ દિશામાં પડે તો તે વર્ષ માટે શુકન ગણાય છે અને દક્ષિણ દિશા તરફ

પડે તો વરસાદ ઓછો પડે, એવી માન્યતા છે. ખેતીમાં નુકશાન થવાની સંભાવના રહે છે. અડધી રાત સુધી નાચગાન ચાલુ રહે છે. ત્યાર પછી પુરુષો ગામમાં ભોકલા(ખાવાનું) માંગવા જાય છે. ભોકલા લાવીને પછી હોળી પાસે બેસીને જમે છે અને ત્યાં જ ઊંઘે છે. જો કોઈ પુરુષ તેમની સાથે ન જોડાય તો ગામના આગેવાનો દંડ વસુલ કરે છે. ડાંગી ભીલોમાં પહેલાનાં સમયથી ચાલી આવેલો આ પંચનો કાયદો છે. હોળી સળગાવ્યા પછી પાંચ દિવસ સુધી ઘેરૈયા નાચે છે અને છઠે દિવસે હોળી હોલવે છે. આમ, ડાંગના ભીલો હર્ષ, ઉલ્લાસથી હોળીનો તહેવાર ઉજવે છે.

**હોળીનું ઉપર્વ ડાંગ દરબારનો ઇતિહાસ**

હોળીના પર્વમાં ડાંગના ભીલોનું બીજું ઉપપર્વ ડાંગ દરબાર છે. હોળી એ તેમનો ઐતિહાસિક તહેવાર છે. ઇ.સ. ૧૮૪૨માં ડાંગના રાજાઓએ પોતાના અધિકારો અંગ્રેજ સરકારને સોપ્યા હતા. એ સમયે અંગ્રેજ સરકાર તરફથી સાલિયાણુ આપવામાં આવતું હતું. ડાંગના ગાઢવીના ભીલ રાજા અને નાયકો ગાદીપતિઓને સાલિયાણુ ચુકવવામાં આવતું હતું.

ડાંગદરબાર યોજવા પાછળ બ્રિટિશનો આશય એવો જણાય છે કે ડાંગી રાજા, નાયકો અને પ્રજા એક જગ્યાએ એકત્ર થાય અને બ્રિટિશ સરકાર માટે વ્યવહારની ભાવના કેળવે.

ઈ.સ. ૧૮૭૬-૭૭માં રાણી વિકટોરીયાનો ભારતમાં મહારાણી તરીકે રાજયાભિષેક થયો. તે પ્રસંગે ધુળિયામાં દરબાર યોજવામાં આવ્યો હતો. ત્યાર પછી પિંપલનેર, પિપલાઈદેવી અને શીરવાડામાં પણ

દરબાર યોજવામાં આવ્યો હતો. ઈ.સ. ૧૯૦૦માં દરબાર વઘઈ ખાતે યોજાયો હતો. પાછળથી ડાંગ દરબાર આહવા ખાતે ભરાવાનું નક્કી કરવામાં આવ્યું. દરબારમાં રાજાઓને જંગલ સબસીડી અને શિરપાવ આપવામાં આવતો હતો. નાયકો અને પોલીસ પટેલોને આગ નિવારણ તથા બીજા કામો માટે બક્ષીસો આપવામાં આવતી.

ઈ.સ. ૧૯૪૮માં ડાંગનું વિલીનીકરણ થયું, છતાં ડાંગ દરબાર દર વર્ષે યોજાય છે. ઈ.સ.૧૯૫૪માં મુંબઈ સરકારે રાજા, નાયકો અને ભાઈબંધોને પેશગી આપવાની પ્રથામાં ફેરફાર કરી, તેમનાં હકકોના બદલામાં વંશ પરંપરાગત પોલીટીકલ પેન્શન આપવાનું નક્કી કર્યુ. બ્રિટિશ સરકારના સમયથી યોજાતો આવેલો ડાંગદરબાર હાલના સમયમાં હોળી વખતે યોજાય છે.

આજે વર્તમાન સમયમાં ગાઢવી રાજના રાજાશ્રી શ્રી ૧૦૮ કિરણસિંહ યશવંતરાવ પવારને મુખ્ય સ્થાન આપવામાં આવે છે.

દહેર રાજના રાજાશ્રી તપતરાવ આનંદરાવ પવારને ગાઢવીના રાજાથી થોડું ઓછું પેન્શન અને સન્માન મળે છે.

લિંગા રાજના રાજાશ્રી ભવરસિંહ હસુસિંહ પવારને પેન્શન અને સન્માન મળે છે.

પીંપરીના રાજા ત્રિકમસીંગ સાહેબરાવ પવારને પેન્શન અને સન્માન મળે છે.

વાસુર્ણાના રાજાશ્રી ધનરાજ ચંદ્રસિંહ પવારને પેન્શન અને સન્માન મળે છે.

હોળીના ચાર-પાંચ દિવસ પહેલાં ડાંગ દરબાર યોજીને ડાંગના રાજાઓને સાલિયાણુ આપવામાં આવે છે,

તેથી ડાંગના ભીલોમાં હોળીના તહેવારનો આનંદ વધારે હોય છે.

### વારસાઈ

ભીલ સમાજની પરંપરા મુજબ વારસાઈ કુટુંબનાં વડીલ વ્યકિતના નામે કરે છે. તે મૃત્યુ પામે પછી છોકરો વારસદાર ગણાય છે. છોકરો ન હોય તો મોટી દિકરીને ઘર જમાઈ લાવે છે અને જમીન સંપતિનો વારસદાર તરીકે દિકરીને ગણે છે. પિતાનું કર્જ હોય તો દિકરાઓ ભરપાઈ કરે છે. જમીન સંપતિ બાબતે દિકરાઓ વડીલોનું વચન પાળે છે. કુટુંબમાં બે દિકરા હોય તો મિલકતની સમાન વહેંચણી થાય છે. દિકરી પરણીને સાસરે જાય, ત્યારે જમીન મિલકતની જરુર પડે તો આપે છે. ખાસ કરીને ઢોરઢાંખરનો ભાગ દિકરીને આપે છે.

સંગીત, વાધ, ઉધોગ, કસબ, સાહિત્ય વગેરેનું જ્ઞાન વારસામાં નથી. તેમાં રસ ધરાવનાર કોઈ પણ વ્યક્તિ શીખી શકે છે. તેમજ ઉપચારનું જ્ઞાન, ઔષધિજ્ઞાન અને ભગતની ભગતી વારસાગત છે. આ જ્ઞાન દિકરા અથવા દિકરીને વારસામાં આપે છે. આ વારસાઈનો રિવાજ પરંપરાથી ચાલતો આવ્યો છે.

### કરાર, બોલી, કબુલાત

ડાંગના ભીલ આદિવાસીઓ કોઈ પણ કામ હોય ત્યારે એકબીજાને મદદ કરે છે. દરેક કામમાં તેઓ મૌખિક કરાર કરે છે. ખેતીનું કામ હોય તો હળીમળીને કામ કરે છે. સમૂહમાં કામ કરવાથી સમય અને

શક્તિનો બચાવ થાય છે, એવી સમજ તેમનામાં છે.

### ઝગડાની પતાવટ

ગામ કે કુટુંબમાં ઝગડો થાય તો ગામપંચ ભેગા મળીને ઝગડાની પતાવટ કરે છે. ઝગડાની પતાવટ થઈ ગયા પછી પંચ બંને પક્ષ તરફથી પરિસ્થિતી મુજબ દંડ વસુલ કરે છે. ભેગા થયેલા ગામનાં માણસોને મીઠી વસ્તુ લાવીને વહેંચે છે. ગામપંચ બંને પક્ષને સમજાવે છે કે હવે પછી જીવનમાં કડવાશ નહી પણ મીઠાશ હોવી જોઈએ. ઝગડાના સમાધાન માટે બંને પક્ષને કબુલાત કરાવે છે કે હવે પછી ઝગડો નહી કરીયે અને ગામ કુટુંબમાં સંપીને રહીશું. ગામપંચ આવી રીતે ઝગડાની પતાવટ કરીને સમાધાન કરાવે છે.

### પશુઓની લે -વેચ

ડાંગના ભીલો પશુઓની ખરીદી અને વેચાણ માટે પરગામ કે હાટબજારમાં જાય છે. ખરીદનાર બોલી કરે છે કે કોઇ પણ ખામી જણાશે તો તે પરત આપી દેશે. આ રીતે પશુઓની લે વેચ વખતે બોલી, કબુલાત કરે છે.

### બહુપત્નીત્વ

ડાંગના ભીલ રાજાઓ પાસે જમીનસંપતિ હોવાથી બહુપત્નીત્વની પ્રથા છે. રાજગાદી પહેલી પત્નીના મોટા દિકરાને આપે છે. કુટુંબની પરંપરા પ્રમાણે મોટો દિકરો રાજગાદીનો વારસદાર ગણાય છે.

**જમીનની વહેંચણી**

ભીલ કુટુંબમાં બે-ત્રણ ભાઈઓ હોય તો સરખે ભાગે જમીનની વહેંચણી કરે છે. વડીલ વ્યક્તિ જમીનના ભાગલા પાડી આપે છે. વડીલોના વચનનું પાલન કરે છે.

**સંતાન**

ભીલ કુટુંબમાં કોઈને છોકરાં ન હોય તો સગાસબંધીના સંતાનને દતક લે છે. કુટુંબનાં સગાસબંધીઓની હાજરીમાં કરાર થાય છે કે આજથી છોકરું અમારું છે, એમ સમજીને તેનું પાલન પોષણ કરીશું. તે અમારી જમીન સંપતિનો વારસદાર ગણાશે. ભીલ સમાજમાં સંતાન બાબતે આવી રીતે કરાર, બોલી થાય છે.

**લગ્ન**

ભીલો લગ્નમાં કરાર, બોલી અને કબુલાત કરે છે. નાનીપેન વખતે પંચમાં બંને પક્ષ કબુલાત કરે છે કે નાનીપેન થઇ ગઈ છે. પાછળથી જે કોઈ ફરી જશે, તેના પાસેથી દંડ વસુલ કરવામાં આવશે. આ કરારમાં બંને પક્ષની સહમતી હોય છે. મોટીપેનમાં દેહવારા વિધિ વખતે પંચ બંને પક્ષને કબુલાત કરાવે છે કે લગ્ન થઈ ગયા પછી એકબીજાની ખામી ખાઢવી નહી. જે પક્ષ ગુનો કરશે તેણે દંડની ભરપાઈ કરવી પડશે.

**ખંદાડિયા(ઘરજમાઈ)**

ડાંગના ભીલોમાં ખંદાડિયા લગ્ન પ્રથા છે. લગ્નમાં દેહવારા પૂજનની વિધિ કરે છે. પંચ ખંદાડિયાને કબુલાત કરાવે છે કે સાસુ, સસરાની સેવા ચાકરી તેમજ ઘરનું કામકાજ કરવું પડશે. ખંદાડિયા કબુલ કરે છે અને ઘરની બધી જવાબદારી સ્વીકારે છે.

તેઓ લગ્નવ્યવહારમાં એકબીજાને ઘરે જાય છે. વાસણ, કપડાં તેમજ ચાંદલાની ભેટ આપે છે.

## સમાજનો પંચ કાનુન

### જમીનનો કાનુન

ડાંગના ભીલ સમાજમાં જયાં સુધી પિતા હયાત હોય ત્યાં સુધી દિકરા કે દિકરીના નામે જમીન કરતા નથી. બે ભાઈઓ હોય તો ફકત જમીન વહેંચી આપવામાં આવે છે. પિતાનું મૃત્યુ થાય પછી જ દિકરાઓ પોતપોતાના નામે કરી શકે છે. જમીન બાબતે કોઈ પણ સમસ્યા હોય તો ગામપંચ બેસીને નિરાકરણ કરે છે. જે નિર્ણય આવે તે સ્વીકારી લે છે.

### સંપતિનો કાનુન

સંપતિની સમાન રીતે વહેંચણી કરે છે. દિકરી પરણીને સાસરે જાય ત્યારે તેમની પરિસ્થિતિ સારી હોય તો સંપતિ આપતા નથી.

**સ્ત્રી પુરુષના ઝગડાનો કાનુન**

કેટલીક વાર પતિપત્નીને એકબીજા સાથે ફાવતું ન હોય ત્યારે છુટાછેડા લઈને બીજે પરણી શકે છે. તેમને દબાણ કરવામાં આવતું નથી. જે પક્ષે ભૂલ હોય તેમણે દંડ આપવો પડે છે. ગામપંચ પરિસ્થિતિ પ્રમાણે પંચ દંડ વસુલ કરે છે.

**શિકાર બાબતના ઝગડાઓના કાનુન**

ગામના માણસો પુછયા વગર કંઈ પણ વસ્તુ લેતા નથી. જરુર પડે તો માલિકને પુછીને લે છે. જે માણસ ચોરી કરે, તેને સમાજ તિરસ્કારે છે. નદીમાં સાંજના સમયે માછલા પકડવાના સાધનો મુકી આવે અને સવારે લેવા જાય છે. છતાં પણ તેને કોઈ ચોરતું નથી. શિકારી શિકાર કરે તો તેનો હક ગણાય છે. બીજા માણસોને માંસ, માછલાં ખાવાની ઈચ્છા થાય ત્યારે માંગીને ખાઈ શકે છે, પરંતુ ચોરી કરતા નથી.

**લગ્નપ્રસંગના કાનુન**

ગામના માણસો લગ્નપ્રસંગે હાજર રહીને પ્રસંગમાં સહભાગી બને છે. એકબીજાના ઘરે લગ્નમાં જવાનો રિવાજ છે અને પૈસા, વાસણ ભેટમાં આપે છે. જે માણસો લગ્નપ્રસંગે ન જાય, તેમના ઘરે પ્રસંગ હોય ત્યારે જતા નથી, એવી પરિસ્થિતિ સર્જાય છે. તેથી જેમ બને તેમ સામુહિક ભાવના જાળવી રાખે છે.

**સમાજની ભાષા :**

ડાંગ પ્રદેશમાં સૌથી પહેલાં ભીલ આદિવાસીઓનો પગરવ થયો હતો. તેથી તેઓ રાજા તરીકેનો હક ગણે છે. તેઓ રાજવટી ભાષા બોલે છે. આ ભાષાના લયલહેકો, લઢણ વારલી અને કુનબીઓની ભાષા કરતાં અલગ છે. બોલનારાની સંખ્યા આશરે ૬૫,૫૨૭ છે. હજુ સુધી તેઓ પોતાની ભાષા બોલે છે. તેમણે પોતાની ભાષા અને સંસ્કૃતિ ટકાવી રાખી છે, એ આનંદની વાત છે. તેમની ભાષામાં કથાઓ, ગીતો, ઉખાણા અને કહેવતો છે.

**હુન્નર કલા આવડતઃ**

વાંસમાંથી વાનાં, ભોત, ગુગ્યાં, જાળ, મળી, મળા(કરચલા પકડવાનું સાધન) બનાવે છે. અનાજ ભરવા માટે વાંસમાંથી મુસકા, ઝીલા, ઝીલી, પાલ, ઘંટીનો થાળ બનાવે છે. આ ઉપરાંત ઘરનો ખપેડો બનાવે છે.

માટીમાંથી બોદળી, ઘંટીનો થાળ, ચુલો, નળિયા બનાવે છે. સ્ત્રીઓ પોતાની આવડત પ્રમાણે માટીનું લીંપણ કરીને ઘરને સજાવે છે.ખાટીભીંડીને નદીમાં ડુબાડી રાખવાથી બે-ત્રણ દિવસ પછી રેસા સહેલાયથી નીકળી આવે છે. તેને ધોઈને સ્વચ્છ બનાવી ઘરડા વ્યકિતઓ દોરડી, દોરડા બનાવે છે.

લાકડામાંથી હળ, વખર, જુસર, વળો, બળદગાડું, પાટલો, પાટલી, સાંભેલું અને બાળકો માટે રમવાની ગાડી જાતે બનાવે છે.

નૃત્ય- ઘેરૈયાનૃત્ય (પેરન્યા નૃત્ય), કહાળ્યાનૃત્ય, ડુંગરદેવનૃત્ય(ભાયાનૃત્ય), પાવરીનૃત્ય, ઢોલગીનૃત્ય

ડાંગના ભીલ આદિવાસી સમાજમાં જાણીતા છે.

નાટય- તમાસા પાર્ટીમાં સામાજિક નાટકો  ભજવાય છે. તેમાં ઠઠા મશ્કરીના પાત્રો પણ હોય છે.

શિલ્પ- તેઓ પથ્થરમાંથી મૃત્યુ પામેલા માણસોના પાળિયા બનાવે છે, તેમજ દેવદેવીની મુર્તી પણ બનાવે છે.

## પશુપક્ષી વિશેનો દષ્ટિકોણ

ડાંગી આદિવાસીઓ પ્રકૃતિની નજીક રહેતા હોવાથી પશુ-પંખીઓ, પ્રાણીઓ અને જીવજંતુઓને દેવ માનીને પૂજે છે. કથાઓમાં તેમના પાત્રો આવે છે, તેથી તેમના પર શ્રધ્ધા આસ્થા રાખે છે. વાઘદેવ અને નાગદેવ જંગલી હિંસક પ્રાણીઓ છે. આ પ્રાણીઓ માણસો માટે ભયજનક છે. તેઓ માણસો અને પશુ-પક્ષીઓને નુકશાન ન કરે, એટલા માટે તેમની પૂજા કરવામાં આવે છે. દિવાળી અને નવાંનો તહેવાર વખતે પશુઓની પૂજા કરે છે. રોપણી પુરી થાય એ દિવસે પશુઓને કાદવનો ચાંદલો કરે છે. તેમના થકી જ ખેતીનું કામ સારી રીતે પુરું થયું હોવાથી છેલ્લા દિવસે માટીનો ચાંદલો કરીને આદર ભાવ વ્યકત કરે છે.

### સહાયક પશુપક્ષીઓ

મોર, કોયલ, જળકુકડી બોલે ત્યારે વરસાદ પડે છે. ચાટુપોકળ બોલે ત્યારે વરસાદ પડવાની સંભાવના

રહે છે. કાગડો અને કૂતરો પણ સહાયક છે. આ બંનેની અમુક બાબતો શુકન છે અને અમુક બાબતો અપશુકન છે.

**નુકશાનકર્તા**

કૂતરું રડે ત્યારે કોઈનું મૃત્યુ થાય છે, એવી માન્યતા છે. રાતે ઘુવડ બોલે ત્યારે ગામનાં બાળકો બિમાર પડે છે. મોરધા નામનું પક્ષી રાતે બોલે ત્યારે ગામમાં માણસનું મૃત્યુ થાય છે, એવી માન્યતા છે. રાતે બિલાડીઓ લડાય અથવા માણસ પર કુદી પડે તે અપશુકનિયાળ ગણાય છે. કાગડા શુકન અને અપશુકન એવા બે પ્રકારે બોલે છે.

## વનસ્પતિ જગત, પાકૃતિક તત્વો વિશેની દષ્ટિ

**વિધિમાં વૃક્ષોનું મહત્વ**

પાંચોરા પૂજાય પછી ટીમરુના ઝાડની ડાળી ઘરના દરવાજા પાસે ખોસવાનો રિવાજ છે અને રાતે ચુલામાં ટીમરુની ડાળી સળગાવે છે. ટીમરાનું લાકડું બળે ત્યારે તેમાંથી તીર તીર અવાજ થાય છે. સતી અને બરમા પાંચોરાની રાતે વિધિના લેખ લખવા આવે ત્યારે તેમનું ધ્યાન અવાજ તરફ જાય છે, ત્યારે તેઓ વિધિના લેખ લખવા ભૂલી જાય છે, તેથી બાળકને લાંબા આયુષ્યનું જીવન મળે છે, એવી માન્યતા છે.

ડાંગના ભીલોમાં ગામદેવ પૂજાય પછી જ સાગના પાંદડા તોડાય છે. નવા પાંદડા પરિપકવ થાય ત્યારે દેવને ચડાવીને પછી જ કોઈ પણ કામમાં ઉપયોગ કરી શકાય છે.

લગ્નની વિધિમાં જાંબુડા અને ઉંબરાના ડાળખા માંડવા ઉપર નાખે છે. આ વૃક્ષો પવિત્ર હોવાથી માંડવા પર નાખે છે. તેમજ આંબાના પાનના તોરણ બાંધે છે.

**ઔષધિય વનસ્પતિ સાથેનો વ્યવહાર**

ઔષધિ વનસ્પતિ ઘરે ન રોપાય, એ જંગલમાં ઉગી નીકળે ત્યાં જ રહેવા દેવામાં આવે છે. ડાંગના ભીલોમાં જાણકાર ભગતો છે અને બધી જ બિમારીની ઔષધિ મળી રહે છે. ભગત જંગલમાં ઔષધિ લેવા જાય ત્યારે દેવનું નામ લઈને, વનસીની પૂજા કરીને પછી જ વનસી તોડે છે. ત્યારે જ બિમાર માણસને વનસી લાગુ પડે છે અને ગુમડાવાળી ઔષધિ લાગુ પડતી નથી, એવું ભગતો કહે છે. ભગત વનસીની પરખ કરીને તોડે છે. વનસી આપવાનો ચોકકસ દિવસ હોય છે, જેમ કે રવિવાર, મંગળવાર અને બુધવારે આપવાથી તરત અસર કરે છે, એવું ભગતો માને છે.

ધરતીમાતા સાથે માતા સમાન હોવાથી વારેતહેવારે અને સામાજિક પ્રસંગો વખતે અનાજની પૂંજ પાડીને દારુની શાક પાડે છે. કોઈ પણ પ્રસંગે નાચતી વખતે પણ ધરતીને પગે લાગીને પછી જ નાચે છે. ઉ.ત. ઠાકર્યાનૃત્યમાં ધરતીને નમન કરીને પછી જ નાચવાની શરુઆત કરે છે. ધરતીમાતા પ્રત્યે આદરભાવ છે.

ડુંગરો, નદીઓને મા-બાપ સમાન માને છે. આખુ જીવન તેમના પર આધારિત છે. જીવન જરુરિયાતની વસ્તુઓ મોટે ભાગે ડુંગરો અને નદીઓમાંથી મેળવે છે. તેથી તહેવાર હોય ત્યારે તેમના નામની પૂંજ પાડીને દારુની શાક પાડે છે. દરેક ડુંગરો સાથે ભીલોની આસ્થાઓ જોડાયેલી છે.

**કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્વ**

- ડાંગના ભીલ સમાજમાં કુટુંબના વડા તરીકે દાદા અને દાદી હયાત હોય ત્યાં સુધી તેઓ વડીલ ગણાય છે. ઘરની બહાર સમાજનો વ્યવહાર તેઓ કરે છે. સામાજિક અને દેવધર્મ કામમાં તેઓ હંમેશા હાજર રહે છે.
- સાસુ, સસરા,જેઠ, દિયર, નણંદ સાથે માનમર્યાદાનું વર્તન હોય છે. જે વાત વહુ દિયર સાથે કરે તે જેઠ સાથે ન કરે.
- સંયુકત કુટુંબમાં દાદા- દાદી અને માતા પિતાનું માન સન્માન છે. ઘરના બીજા સભ્યો વડીલોનું કહયું માને છે.
- કુટુંબમાં પુત્ર અને પુત્રીને સમાન દ્રષ્ટિથી જોવામાં આવે છે. દિકરી પરણીને સાસરે જાય ત્યારે પતિ તેનું ભરણ પોષણ કરે છે. તેથી જમીનમિલ્કતનો ભાગ આપવામાં આવતો નથી. ડાંગના ભીલ સમાજમાં વડીલોની પસંદગીથી લગ્ન થાય છે અને ખાસ કરીને તેઓ મામા-ફોઈમાં લગ્ન કરે છે. તેથી દિકરા કે દિકરી સુખેથી જીવન જીવી શકે છે. કોઈ પણ સમસ્યા હોય તો કુટુંબના માણસો મદદ કરે છે.

## મૈત્રી અને દુશ્મની

તેઓ મિત્રતા સારી રીતે નિભાવે છે અને દુશ્મની પણ નિભાવી જાણે છે. જે પ્રેમથી દારુ પીવડાવે અને ખવડાવે તેને મિત્ર ગણે છે. જે કોઈ વ્યકિત તેમનું અપમાન કરે, તેની સામે તેઓ ઝનુની બને છે. પોતાના દુશ્મનોને તીરકામઠાંથી વિંધી નાખે, એવું તેમનામાં ઝનુન છે. એટલે જ તેમણે અંગ્રેજ સરકાર અને ગાયકવાડ સત્તા સામે એકલા તીરકામઠાંના સહારે લડત કરી હતી. આ લડાઈમાં તેમનો વિજય થયો હતો. તે દેવીસીંગ શિલ્પતરાજા જીવતો જાગતો દાખલો છે. ગાયકવાડ સતાએ ડાંગ પર ત્રણ વાર ચઢાઈ કરી હતી. ડાંગી ભીલ રાજાઓની ત્રણેય વખત જીત થયેલી, એવું તેમના ઇતિહાસમાંથી જાણવા મળે છે.

## વિશ્વના તત્વોની જીવન પર અસર વિશે માન્યતા

ડાંગમાં વસતા ભીલ આદિવાસી સમાજના વડીલો સૂર્ય, ચંદ્ર, તારા, આકાશ અને નક્ષત્રનું ઝીણવટ પૂર્વક નિરીક્ષણ કરે છે. આ બધા જ તત્વો માનવ જીવન સાથે સંકળાયેલા છે. તેના વગર જીવન શકય નથી. તેથી તેઓ સૂર્યને દેવ માનીને પૂજા કરે છે. દરેક તહેવાર વખતે સૂર્યના નામની પૂંજ પાડીને પૂજા કરે છે. ખાસ કરીને વાઘબારસના દિવસે તેની પૂજા થાય છે.

નક્ષત્રનું પણ તેઓ ઊંડુ જ્ઞાન ધરાવે છે. રાતના સમયે નક્ષત્ર જોઈને સમયની જાણકારી મેળવે છે. તારાઓના ઝુમખાને દેહવારાં કહે છે. દેહવારા કઈ દિશામાં છે ? તેના પરથી જાણી શકે છે કે હજુ રાત

કેટલી બાકી છે. શુક્ર તારાને શુકર કહે છે. શુકર તારો દેખાય પછી થોડી વારમાં અજવાળું થઇ જાય છે.

કેટલીક વાર વરસાદનો સમય નજીક હોય ત્યારે ચંદ્ર પર ગોળકુંડાળું દેખાય છે. તેના પરથી જાણી શકે છે કે વરસાદનો સમય હવે નજીક છે. વડીલો કહે છે કે ચંદ્ર પર પાણી છે. તેઓ નાના બાળકોને બતાવતાં કહે છે કે વરસાદ વરસાવવા માટે દેવોએ ચંદ્ર પર સભા ભરી છે.

બહેનો ચંદ્રને દેખાડી રડતું બાળકને છાનું રાખે છે. ચાંદામામા દેવા દેવા ટીચા, એવું માતા કહે છે ત્યારે બાળક ચાંદાને જોઈને હસવા લાગે છે.

ડાંગના ભીલો નદીને પવિત્ર માને છે. આ ધરતી પર અન્ન અને પાણી સિવાય બીજું કોઈ મહાન નથી, એવું ભીલ સમાજના વડીલો કહે છે. દેવ કરતાં પણ વધારે આદરભાવ કરવામાં આવે છે. ડાંગના ભીલો પ્રકૃતિના વાતાવરણમાં રહેતા હોવાથી કુદરતી તત્વોનું વિશાળ જ્ઞાન ધરાવે છે.

**એ.સી. (સતીપતી)પરિવારના વિચારો**

**ધરતી**

ધરતી ની રહતી ત આપલેહી નીહી રહતાંવ,
ધરતીની આપાલા અદાર દીદાહા,
અખા જીવ કેવ રહતાત ?

કાય ખાતાત ? કાય પેતાત ?
અખી યેવસ્થા ધરતીમાતા કરહ,
માતા-પિતાલા સહારા દીદા,
તેને પોટી અવતાર દી અન આપાલા જગ દાખવા,
ધરતીમાતાની આપાલા માંડી વર જાગા દીદી,
ધરતીમાતા ની રહતી ત કાહી ની રહતાં,
ધરતી વગર જીવના અદાર નીહી,
ધરતીને હારીં આપલે આહાંવ,
પૂજા કરજહન,
આપલે સાટી હવા, પાની પૂરાં પાડહ,
અખાં જીવન ધરતીમાતાને અદાર વર ચાલહ,
અમૂલ સંજીવની ધરતીમાતાની આપાલા દીદી.

એ.સી. પરિવાર કુંવર કેસરીસિંહદાદાની કવિતાનો અનુવાદ

ધરતી ન હોત તો આપણે પણ ન હોત. જીવ જગતને રહેવા માટે ધરતીએ સહારો આપ્યો, એજ મોટો ઉપકાર છે. ધરતી પર વસતા બધા જીવ માટે રહેવાની, ખાવાની અને પીવાની વ્યવસ્થા ધરતીમાતા

કરે છે. માતાપિતાને સહારો આપ્યો, તેમની કુખેથી અવતાર આપીને જીવજગતને સહારો આપ્યો, બધા જીવોને ધરતીમાતાએ ખોળામાં રહેવાની જગ્યા આપી, તેથી ધરતી વગર જીવજગતનો સહારો નથી. ધરતીના સહારા વિના જીવવું અશકય છે. તે જીવજગત માટે હવા, પાણી અને કણી પુરી પાડે છે. સર્વજીવોને ધરતીમાતાનો સહારો મળ્યો અને અમૂલ્ય સંજીવની ધરતીમાતાએ આપી. તેથી આદિવાસી આપણે ધરતીમાતાની પૂજા કરીએ છે.

**સૂર્ય, પવન, પાણી અને અગની**

પુરાવા લીજોસ સૂરે, ચાંદ, ચાંદને બનવેત,
પરકાશ, અગની, ધરતી કોની બનવી ?
પરકાશ, અગની, ધરતી બનવી આપલે બાહાસનીં,
વારા અની પાનીના પુરાવા આહા,
યો પુરાવા જાની લીજોશ,
વારા અની પાની વગર નીં જગાય,
જીવની ગતિ ટુટી જાય,

ધરતી ધન, કની કાહા દેહે ?
પુરાવા હેરી લીજોશ તેની રીત હેરીન,
યે સૃષ્ટિ વર ધન, કની કોન બનવહઅ ?
પુરાવા હેરી લીજોશ સર્જનહારના,
વિનય,વિવેક હેરી લીજોશ,
જીવનદાન કોન ચાલવહઅ ?
તત્વલા હેરી લીજોશ સજજન જીવ,
દાદા પોતે તેની વળખ દેહે.

સૂર્ય, પવન, પાણી અને અગ્નિ આ કુદરતી તત્વો થકી આપણું શરીર ચાલે છે. તેના વિના જીવવું અશકય છે. જીવવા માટે ખાવું-પીવું પડે છે. એટલે શરીરમાં શક્તિ આવે છે. આ સિવાય સાધુ, સંતો, જપતપ કરવાવાળો મૂર્તિ અને પથ્થરમાં શકિત નથી. પ્રકાશ, પવન, પાણી અને કણી થકી જ આપણું જીવન ચાલે છે, તેથી એ જ સાચો દેવ છે. એનો પુરાવો દાદા (કુદરત) પોતે આપે છે. હાલનાં સમયમાં માણસો કુદરતને માનતા નથી, પરંતુ ધર્મને માને છે. આદિવાસી માનવ પોતાનો ધર્મ ભૂલી રહયો છે.

સુખ, દુઃખ, મરણ યુગે યુગે ચાલે છે. આપણે આ જગતમાં આવ્યા અને શું કરી જવાના ? તે પોતે સમજી લેવાનું. આ ધરતીનો માલિક છે, તેથી જીવનચક્ર બદલાતું રહે છે. જીવનચક્રનો યોગ બદલનાર કુદરત દેવ છે.

**અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ- અવચતાની ધારણા**

ડાંગના ભીલો કુનબી, કોંકણી, વારલી અને બીનઆદિવાસીઓને પોતાનાથી ઊંચા ગણે છે. સામાજિક અને ધાર્મિક ઉત્સવ પ્રસંગે બધા હળીમળીને પ્રસંગની ઉજવણી કરે છે. રોટી-બેટીનો વ્યવહાર રાખતા નથી. કોઈ કન્યા ભીલ સમાજમાં ભાગીને લગ્ન કરે તો સમાજ તેને નાત બહાર કાઢી મુકે છે. આખી જીંદગી તે કન્યા માતાપિતાના ઘરે જઈ શકતી નથી.

કોટવાળિયા, નાયકા અને વડારીઓને પોતાનાથી નીચા ગણે છે. તેમની સાથે જરૂર પુરતો જ વ્યવહાર રાખે છે. પોતાનીથી નીચા ગણાતા સમાજ સાથે તેઓ રોટીબેટીનો વ્યવહાર રાખતા નથી.

**પવિત્ર અને અપવિત્રની વિભાવના**

● ભીલ સમાજમાં ઘરમાં કેટલીક જગ્યાઓ પવિત્ર છે. જેમ કે સ્મશાન, ગમાણ, ઊખળ, ચૂલો, દેવથાનક. વારતહેવારે પવિત્ર જગ્યાએ અનાજની પૂંજ પાડીને પૂજા કરે છે. તેઓ અમુક સમયને પણ પવિત્ર માને છે. અડધી રાતનો સમય અપવિત્ર છે. આ સમયે ભૂત, પ્રેત, ડાકણ ફરે છે. રાતના સમયે માણસને વળગે તો માણસ બીમાર પડે છે. મેલો ભૂત વળગે ત્યારે માણસ મરી જાય છે, એવી માન્યતા છે.

● દારુ પવિત્ર હોવાથી દરેક તહેવારે અને પ્રસંગે વપરાય છે. જન્મથી મરણ સુધીની વિધિઓમાં તેનો ઉપયોગ થાય છે. પાચોરા પૂજન વખતે દાયણ દારુથી હાથ ધોઈને પવિત્ર થાય છે. સ્ત્રીની પ્રસુતિ પછી

તે અપવિત્ર ગણાય છે. તેથી તે આભડછેડ પાળે છે.

● કુદરતી તત્ત્વો પવિત્ર છે તેથી ભીલો કુદરતને જીવતો જાગતો દેવ માને છે.

● કૂતરાને પવિત્ર ગણે છે. તેણે માણસને બચાવેલા એવી માન્યતા છે. તે માણસને વફાદાર રહે છે. બિલાડી અને ભેંસ અપવિત્ર છે. ડાકણો રાતે તેમના રૂપમાં ફરે છે તેથી અપશુકનિયાળ ગણાય છે. ડાકણો માણસોને ખાય છે. એવી ભીલોમાં માન્યતા છે.

● ચોખ્ખો ભૂત પવિત્ર છે. તે કોઇને નુકશાન પહોચાડતો નથી. અડધી રાતે કોઈ માણસ સાથે ભેટો થાય તો ઘર સુધી મૂકવા જાય છે. માણસોને મદદ કરતો ભૂત છે.

● મેલો ભૂત અપવિત્ર છે તેનો ઝાટકો લાગવાથી માણસનું મૃત્યુ પણ થાય છે. રાતે ભૂલેચુકે મેલોભૂત મળી જાય તો તે હેરાન કરે છે, એવી માન્યતા છે.

● જમતી વખતે કોઈ સ્ત્રી હાજર હોય તો નજર લાગે છે એવું માને છે. તેથી જમવાના સમયે કોઈ હાજર હોય તો જમતા નથી.

● તહેવાર વખતે વાનગી બનાવતી વખતે કોઈ સ્ત્રી જોઈ જાય તો તેની દ્રષ્ટિ વાનગી પર પડે છે. વાનગી સારી બનતી નથી તેના પરથી અનુમાન કરે છે કે સ્ત્રીની દ્રષ્ટિ સારી નથી.

**મનોરંજનની રીતો**

ડાંગના ભીલ સમાજનાં લોકો વિવિધ રીતે મનોરંજન કરે છે. નાના બાળકો રમત રમે, ઉખાણાં પૂછે

અને જોડકણાં ગાઈને મનોરંજન કરે છે. તેવી જ રીતે યુવાનો પણ મનોરંજન કરે છે. તેઓ ખાસ કરીને નાચગાન કરવાનો શોખ ધરાવે છે. વડીલો કથાઓ કરે, તેમજ જ્ઞાન પરંપરા અને વ્યવહારની વાતો કરે છે. નવરાશની પળોમાં કંઈ ને કંઈ પ્રવૃતિ કરે છે. તેમાંથી તેમને આનંદ મળે છે.

**બાળકોની રમતો**

**બગલાની રમત**

આ રમતમાં આઠ-દસ બાળકો જોડાય છે. મોટે ભાગે બાળકો ગામની ગાયો ભેગી થાય એ જગ્યા(આખર) પર ભેગા મળીને રમે છે. બગલાની રમતમાં બાળકોને આનંદ આવે છે. આ રમતમાં એક છોકરું બગલો બને. તે હાથમાં કપડું રાખે. બીજા બાળકો એકની પાછળ એક લાઈનદોર ઊભા રહીને ડગલી(શર્ટ)ને પકડી રાખે છે. બગલો બનેલો છોકરો નીચે મુજબનો ટુચકા ગાયે છે અને બીજો છોકરાં ઝીલે છે.

યેરઅ બગલા યેસી ત સેંમટા તોળી ખાશી ત,
ઊખળ વર સૂય,
તીજ માની ફૂય,
વાટ વર ટીવરા,

તોજ માના નવરા,
વાટ વર ગવરી,
તીજ માની નવરી,
યેરઅ બગલા યેસી ત સેંમટા તોળી ખાશી ત,
( આવ બગલો પૂંછડું તોડી ખાવું હોય તો,
ઉખળ પર સોય,
તે જ મારી ફોય,
રસ્તા પર ટીવરો(જંગલી ફૂલ છોડનું નામ),
તે જ મોરો પતિ(નવરા),
રસ્તા પર છાણા(ગવરી),
તે જ મારી પત્ની(નવરી),
આવ બગલો પૂંછડું તોડી ખાવું હોય તો.)

ટુચકા ગાવાનું પુરું થાય પછી બગલો છેવટના બાળકને મારવા આમતેમ દોડે છે. આગળ ઊભેલો બાળક બંને હાથ પહોળા કરીને પાછળ જતાં અટકાવે છે. બાળકો એકબીજાની ડગલીને બરાબર પકડી રાખીને છેવટના બાળકને બચાવે છે. આગળ ઉભેલો છોકરો હોશિયાર હોય તો છેવટનું પૂંછડું બગલાને

તોડવા દેતો નથી. આ રમત રમવામાં બાળકને ખુબ મજા પડે છે.

**મધની રમત**

ઝાડના થડ પાસે દસ-બાર છોકરાઓ ભેગા મળીને મધની રમત રમે છે. બે-ત્રણ છોકરાઓ મધ કાઢવાવાળા બને. બાકીના છોકરાઓ મધની માખી બને. મધ કાઢવા આવે એટલે માખી બનેલા છોકરાઓ તેમને ચીમટા મારીને ભગાડી મુકે છે.

યુવાન, યુવતીઓ ગીતો ગાઈને નાચી કુદીને મનોરંજન કરે છે. યુવાન છોકરીઓ સાંજના સમયે ભેગી મળીને ગીતો ગાઈને નાચે છે. એકબીજાની કમર પકડીને સામસામે આગળ પાછળ જઈને નાચે છે.

ટાકેલા ટેમકા હિલવલી બોર,
બોર પડી બોર વ,
હોયો ર વસંન લીપોયે ચોર,
ચોર પડી ચોર વ,
ટાકેલા ટેમકા હિલવલી બોર,
બોર પડી બોર વ,
હોયો ર દિનેશ લીપોયે ચોર,
ચોર પડી ચોર વ.

ગીતમાં ગામના જુવાનિયાઓના નામ લઈને ગાવામાં આવે છે. ગીતમાં કહેવામાં આવ્યું છે કે બોરડી પર લાકડું ફેંકીને બોર પાડયા. વસંત અને દિનેશે તે બોર ચોરી લીધા. આ રીતે ગીત ગાઈ નાચીને મનોરંજન કરે છે.

### મનોરંજનની કલા

સાંજના સમયે કુટુંબના સભ્યો ભેગા મળીને જ્ઞાન ગોષ્ટિ કરે છે. જેમાં ગીત, કથા અને ઉખાણાં જેવા મૌખિક સાહિત્યની વાત કરે છે. વારેતહેવારે નૃત્ય કરીને મનોરંજન કરે છે. તે સિવાય નવરાશના સમયમાં પણ કંઈક ને કંઈક તો મનોરંજન કરે છે. ગીત ગાવું, રમત રમવી, નૃત્ય કરવું, નાટક કરવાનું બાળકોને પણ ગમતું હોય છે. મોટે ભાગે સાંજના સમયે તેઓ વિવિધ પ્રવૃતિઓ કરે છે. આ પ્રવૃતિઓ તેમના માટે મનોરંજનનું સાધન છે.

આ ઉપરાંત કેટલીક વાર તેઓ પણ સાંજના સમયે ભેગા મળીને પોતાને મન ગમતી રમત રમે છે. કેટલાક ગામોમાં યુવાનો તમાશા મંડળી બનાવીને સમાજને ભરપુર મનોરંજન પુરું પાડે છે. તેમાં સંગીત, નૃત્ય, નાટક ત્રણેય કલાનો સમાવેશ થાય છે. વડીલો નવરાશના સમયમાં બેઠક જમાવીને જ્ઞાનની વાતો કરીને મનોરંજન કરે છે.

### સમાજની ઓળખરુપ વિશિષ્ટ આવડતો

ડાંગના ભીલ આદિવાસીઓ ધનુર્વિદ્યામાં તેમજ લડાઈ ઝગડામાં પારંગત છે. તેઓ જીવન જરુરિયાતની વસ્તુઓ જાતે બનાવે છે. તીરકામઠાં અને અન્ય શિકારના સાધનો જાતે બનાવે છે. માછલાં પકડવામાં અને જનાવરોનો શિકાર કરવામાં તેઓ કુશળ છે. તેઓ રજવાડા હોવાથી તેમનામાં  શિકાર કરવાની આવડત છે.

તેઓ જીવનજરુરિયાતની વસ્તુઓ જાતે બનાવે છે. જેમ કે ઘર, ઘોંગળુ (વાંસની છત્રી), ડવલી (દુધીનો ડોયો), ઘોદી (પાણી ભરવાની વોટર બેગ), માછલાં પકડવાનાં સાધનો, જાતે  બનાવે છે.

**ભાષા**

**ડાંગના ભીલ આદિવાસી સમાજની ભાષાનો ઇતિહાસ**

ભીલ જનજાતિ પ્રાચીન જનજાતિ છે. તેમનું જાતિનામ દ્રવિડ ભાષામાં સંબંધિત કન્નડ ભાષાનો શબ્દ બીલ પરથી પડયું છે. તેનો અર્થ થાય છે ધનુષ. ભીલ સમાજ ધનુષ્ય ચલાવવામાં પારંગત છે. એટલે તેમના સમાજનું નામકરણ પણ એ ગુણના આધારે પડયું છે.

ડાંગના ભીલ આદિવાસીઓ મહારાષ્ટ્રના ભીલવાડ, સાબળકિલ્લા, માકળકિલ્લા અને પંટવટીમાંથી આવીને ડાંગ પ્રદેશમાં આવેલા, એવું તેમના ઇતિહાસમાંથી જાણવા મળે છે. સૌથી પહેલાં ડાંગની ભૂમિ પર ભીલ આદિવાસીઓ આવીને વસ્યા હતા અને સમૃધ્ધ જંગલ પર તેમનું જીવનનિર્વાહ નભેલું હતું. તે પહેલાં ડાંગ સ્વતંત્ર પ્રદેશ હતો.

તે પછી વારલી, કુનબી, કોંકણી, કાથોડી, ગામીત, માવચી આદિવાસીઓ પોતાનું વતન છોડીને ડાંગમાં આવીને વસ્યા હતા. ડાંગમાં હાલના સમયમાં પણ ભીલ રાજાઓનું વર્ચસ્વ જોવા મળે છે. ભીલ રજવાડા સમાજ અન્ય આદિવાસી સમાજ સાથે રોટીબેટીનો વ્યવહાર રાખતા નથી. અહીં વસતા બધા આદિવાસી જાતિમાં ભાષાનો લય, લહેકો અને લઢણ અલગ અલગ સાંભળવા મળે છે. ડાંગની વ્યક્તિને ભાષા પરથી ઓળખી શકાય છે કે તે કઈ જાતિની છે ? જાતિ અનુસાર ભાષા ઘડાયેલી છે.

પહેલાનાં સમયમાં આદિવાસીઓને રાજારજવાડાઓનો ત્રાસ હોવાથી જુદા જુદા વિસ્તારમાંથી આવીને ડાંગના જંગલમાં વસેલા, એવું વડીલો કહે છે. તે સમયે રાજાઓ પ્રજાને વેઠ કરાવતા હતા. ડાંગમા વસતા કોંકણી આદિવાસીઓ દરિયાકાઠાંના પ્રદેશ કોંકણપટ્ટીમાંથી આવીને ડાંગમાં વસેલા. વારલીઓ વારાલાટમાંથી, કુનબીઓ મહારાષ્ટ્રમાંથી સ્થળાંતર કરીને ડાંગ પ્રદેશમાં વસેલા. રજવાડાના ત્રાસથી પ્રજા સુખી ન હોવાથી તેમને યોગ્ય સ્થળે સ્થળાંતર કરવાની જરુર પડી હશે, એવું તેમના ઇતિહાસ પરથી ચોકકસ ખ્યાલ આવે છે. ડાંગના ભીલોની રાજવટી ભાષા છે.

ભીલોની ભાષાને લિપિ નથી. આ ભાષાનો વ્યવહાર પ્રાથમિક હોવાને કારણે વ્યાકરણ તેમજ

શબ્દસમૂહની દષ્ટિએ લઘુ છે. તેઓ અન્ય ભાષાના સંપર્કમાં આવતા ગયા તેમ તેમ અન્ય ભાષાઓનો શબ્દસમૂહ અને વ્યાકરણ પોતાની ભાષામાં સમાવતા ગયા. તેથી ડાંગના દરેક વિસ્તારમાં વસતા ભીલોની ભાષામાં થોડો તફાવત જોવા મળે છે. પૂર્વ તરફ મહારાષ્ટ્ર રાજયનો ધુલિયા જિલ્લો તથા દક્ષિણમાં મહારાષ્ટ્ર રાજયનો નાશિક જિલ્લો તરફ મરાઠી ભાષાની અસર વધુ જણાય છે. ઉતર અને પશ્ચિમ ડાંગમાં ગામીત, માવચી, ઢોળિયા અને ગુજરાતી ભાષાની અસર વધારે જોવા મળે છે. તેથી કહી શકાય કે ભાષા સતત પરિવર્તનશીલ છે.

ડાંગના ભીલોમાં ભીલ અને ભીરડાં એવી બે શાખા છે. ભીલ એ રજવાડા સમાજ છે. તેમની પાસે ખુબ જમીન છે. તેમનું જીવન સુખી છે. જયારે ભીરડાં એ ભીલ કુળની જ પ્રજા છે પણ તેઓ ખુબ ગરીબ છે. તેમની પાસે જમીન ઓછી હોવાથી મોટે ભાગે તેઓ બીજાને ત્યાં ખેતરમાં ખેત મજુરીનું કામ કરે છે.

આમ, ડાંગ પ્રદેશમાં સૌથી પહેલાં ભીલ આદિવાસીઓનો વસવાટ થયો હોવાથી તેઓ રાજા તરીકેનો હક ગણે છે. મધ્યડાંગના ગાઢવીના ભીલોની અસલ ભાષા હોવાનું મનાય છે. તેમની ભાષાની આગવી ઓળખ અને અસ્મિતા છે. બોલનારાની સંખ્યા આશરે ૬૫,૫૨૭ છે. હજુ સુધી તેઓ પોતાની ભાષા બોલે છે. આ સમાજે પોતાની ભાષા અને સંસ્કૃતિ ટકાવી રાખી છે. તેમની ભાષામાં કથાઓ, ગીતો, ઉખાણાં અને કહેવતો પ્રચલિત છે.

**જાતિવાચક સંજ્ઞા**

| પુરુષ | એ.વ. | બ.વ. |
|---|---|---|
| પહેલો | માં(હું) | આમી(અમે) |
| બીજો | તું(તમે) | તુમીં (તમે) |
| ત્રીજો | તો (તે) | તેં (તેઓ) |

**કાળ**

**વર્તમાન કાળ**

સાદો વ.કા. - માં ખેતમાં કામ કરાં હાં.
પૂર્ણ વ. કા. - માં ખેતમાં કામ કરી રહના હાંવ.
ચાલુ વ. કા. - માં કદવસહુન ખેતમાં કામ કરાં હાં.

**ભૂતકાળ**

સાદો ભૂ. કા. - માં ખેતમાં કામ કરનાંવ.
પૂર્ણ ભૂ. કા. - માં ખેતમાં કામ કરનેલ.
ચાલુ પૂર્ણ ભૂ. કા. - માં કદવસહુન ખેતમાં કામ કરઅ હતાંવ.

**ભવિષ્યકાળ**

સા.ભ. - માં ખેતમાં કામ કરીન.

પૂર્ણ ભ. - માં ખેતમાં કામ કરી ટાકીન.

ચા. પૂર્ણ ભ. - માં કદવજ ખેતમાં કામ કરી ટાકીન.

**ભાષાની વિશિષ્ટતાઓ**

(૧) બીજા પુરુષ સર્વનામમાં તું બોલાય છે. તમે માટે પણ તું બોલાય છે. સમૂહના સંબોધન માટે તુમીં સર્વનામ બોલાય છે.

(૨) ડાંગી રાજવટી ભાષામાં પુરુષવાચક અને સ્ત્રીવાચક જુદા જુદા શબ્દો વપરાય છે.

દા.ત. શું કરો છો ? ભીલ ભાષામાં બે વાકયો જુદા બને છે. પુરુષવાચક માટે કાય કરઅ હસ ર ? તેમજ સ્ત્રી માટે કાય કરઅ હસ હ ? વાકયમાં આવતા ર અને હ પુરુષ અને સ્ત્રી માટેના સર્વનામ છે.

વિસ્તાર પ્રમાણે કેટલીક વસ્તુઓનો અર્થ જુદો જુદો થાય છે. સામગહાન વિસ્તારમાં દાતરડાંને ઇળા કહે છે. જયારે મહાલ વિસ્તારમાં તેને અસેં કહે છે.

કેટલાક શબ્દના છેલ્લા અક્ષરમાં અ નો સ્વર છે. આ સ્વરનો ઉચ્ચાર ન કરીએ તો અર્થ પરિવર્તન થાય છે. ઉદા. હોસ - હસવું એવો અર્થ થાય છે અને હોસઅ એટલે હસે છે, એવો અર્થ થાય છે.

ડાંગના ભીલોની ભાષામાં મરાઠી, ગુજરાતી અને સંસ્કૃત ભાષાનું સંમિશ્રણ જોવા મળે છે. તેમાં ખાસ કરીને મરાઠી ભાષાનું પ્રભુત્વ વધારે છે.

## ડાંગના ભીલોની ભાષાના નમૂના

### વાર્તા

#### યકલહય

યક સમયલા રાજા દશરતનાં અસલમાં અસલ રાજ હતાં. તે રાજમાં બા ભીલ લોક રહઅ હતાત. કોની સેનુગલી, પાનુગલી, સિપાઈ, ઘોળકીનાં કામ કરત. યક ઘોળકીના પોસા યકલહય. તેલા બા શિકારના પકા શોક. ધનુન ચીંમતી લી ન નીસતા ઝાળીમાં હિંડઅ.

દશરથ રાજાના કુંવર રામ, લક્ષીમન, ભરતગન, શતરગન ધોરનગુરુને આશ્રમમાં શીકુલા જાત. તેહને હારી યકલહય હી શીકુલા જાવલા હતા. તો રામ કરતાંહી પકા બા શિકારી. ચીંમતી ઇંદુલા સાંગ, કાય લડાઈ કરુલા સાંગ, તો રામ કરતાં હી પકા બળી. ઈસાં સાંગુલા ત મગઅ તેને આગળઅ રામ અની લક્ષીમનના બળ ત કાંહી જ નીહી.

ધોરનગુરુ ઈચારુલા લાગના કાય, બા યો ત કુંવર સે કરત હી બળી આહા. કુંવર સાહલા પાસઅ પાળીલ. કાંહી તરી કરુલા પડીલ નીહી ત કુંવર સાહલા માગાઆ પુળઅ ધકા દિલ.

યકલહય દિનાયલા ચીમત્યા લીસની ઝાળીમાં અંગઅ તંગઅ હિંડઅ. દોરનગુરુને આશ્રમમાં નાવાં માંડાયજી ગ્યાત. તો માગલે દિશ જાઈની ગુરુલા શોદહ,

ગુરુ મહારાજ, માલા ખબર લાગની કાય શાળમાં નાવાં લીખાયજી ગ્યાંત, પન માં ત આજ આનાહાંવ.

ગુરુ સાંગઅ, તું કાલદિસ યેતાસ તઅ તુનાં નાંવ માંડાયજી જાતાં. આતાં તુનાં નાવ નીહિ માંડાયજઅ. ઈસાં સાંગીન તો ગુરુ યકલહયનાં નાવ ની માંડના.

યકલહયની માગુન ઈચારાં, કાય આતાં માં યે રાજમાં ની રહાં. માં વનવાસલા જાઈન. માંને કરત પન યે કુંવરસાહલા મોઠા વનવાસ યીલ, મગઅ ઝાળીમાં જંગઅ તંગઅ હિંડતી. યકલહયની રામ અની લક્ષીમનલા ઈસે બોલે દીદેત.

માગુન યકલહય વનવાસ નીંગી ગ્યા. ઝાળીમાં જાઈની તો ચીમત્યા ઇંદુની વિદે શીકુલા લાગના. યકદા દોરન ગુરુ, રામ અની લક્ષીમન ઝાળીમાં ફિરુલા જાતાહા. ફિરતાં ફિરતાં તેહલા યક કુતરાં નદરઅ પડનાં.

ગુરુ સાંગઅ, યીં કામ હેરા ર બા, કોના પાસી ઈસી વિદે આહા કાય તો રગત પાળેલ વગર ચીમત્યા કની કુતરાનાં તોંડ બંદ કરહ ? તેહી યે બળીની તપાસ કરના લાવી, તપાસ કરતાં કરતાં તેહી યકલહયલા ગવસી કાહળાં.

દોરન ગુરુ સાંગઅ, યી વિદે તું કિસાક કરી શીકનાશ.

ગુરુ મહારાજ, માં યી વિદે તુલા હેરીની શીકનેલ. માગુન વનવાસલા યી હન આજુ સીકનાંવ.

દોરનગુરુ ઇચારુલા લાગના, કાય યો ત પકા બળી. રામને કરતહી પકા બળી નીંગના. રામ, લક્ષીમન ત રાજ કુંવર આહાત. તે આતાં પાસઅ પળી જાતીલ. યેલા કાંહી તરી કરુલા પળીલ. ગુરુ યકલહયલા

સોદહ, તુના ગુરુ મહારાજ કોન આહા ?

યકલહય સાંગઅ, ગુરુ મહારાજ, માં તુલા હેદીની યી વિદે શીકનેલ, ત માના અસલ ગુરુ તું સાંગાયજસ.

ગુરુમહારાજ સાંગઅ, માલા જ તું ગુરુ માનઅ હવાસ ત માનાં વચન પાળસીલ કાય ?

યકલહયની વચન કબુલ કરાં, હય મહારાજ માં તુનાં વચન પાળીન. ઈસાં કરીન યકલહય વચનમાં બાંદાયજહ. તેલા ઈસાં કાય ગુરુ મહારાજ માલા નીહી ઠગઅ. ઈસાં કરીન તો ઠગાયના.

ગુરુની જેવે હાતના આંગઠાની માગની કય. યકલહય તેના આંગઠા દી દીના. ઈસે કરીન તેલા ફસવાં. યકલહય ત રામ કરત હી મોઠા બળી હતા. તેને પાસીં ચીમત્યા ઇંદુની અસલમાં અસલ વિદે હતી. તી મગઅ જાતી રહની. આજને ઘડે હેરુલા જાસ તઅ મગઅ સરકાર આતાહીં આદિવાસીના આંગઠા લેહે. આંગઠા લીયેં પૂળઅ પાસુન ચાલહ.

**ભાષાંતર**

**એકલહય (એકલવ્ય)**

એક સમયે રાજા દશરથનું અસલમાં અસલ રાજ હતું. તેમના રાજમાં ભીલ આદિવાસીઓ નોકરચાકરનું કામ કરતા હતા. કોઈ છાણવાસીદુ કરે, કોઇ પાણી ભરે, સિપાઈ, ઘોડાગાડી ચલાવનાર, એવી રીતે કામ કરતા હતા. એક ઘોડે સવારનો દિકરો યકલહય. તે શિકારનો ખુબ શોખીન હતો, તેથી ધનુષ્ય બાણ લઈને

ઝાળી જંગલમાં જ ફરતો હોય.

દશરથ રાજાના રાજકુમારો રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન બધા દ્રોણગુરુના આશ્રમમાં ભણવા જાય. તેમની સાથે એકલહય પણ ભણવા જવાનો હતો. તે રામ અને લક્ષ્મણ કરતાં પણ શ્રેષ્ઠ બાળાવળી હતો. તીરકાંમઠાની હરિફાઈમાં કે લડાઈની હરિફાઈમાં તે રાજકુમારો કરતાં પણ બળવાન. રામ અને લક્ષીમનનું બળ તેની આગળ કંઈ જ નથી.

દોરનગુરુ વિચાર કરવા લાગ્યો, આ તો રાજકુમારો કરતાં પણ બળવાન છે, તેમને વિધામાં પાછા પડશે, એના માટે કંઈક તો કરવું પડશે.

યકલહય દરરોજ ધનુષ્ય બાણ લઈને જંગલમાં ફરે. એટલા સમયમાં આશ્રમશાળમાં પ્રવેશ માટેના નામો લખાય ગયા. યકલહય બીજા દિવસે ગુરુ પાસે જાય છે. તેણે ગુરુને પુછયું,

ગુરુ મહારાજ મને જાણવા મળ્યું છે કે આશ્રમમાં નામો લખાય ગયા છે. પરંતુ હું આજે આવ્યો છું. ગુરુ મહારાજ કહે, તું ગઈકાલે જ આવ્યો હોત તો તારું નામ લખાઈ જાત. તું અયોગ્ય સમયે આવ્યો છે, તેથી આશ્રમમાં તારું નામ ન લખાય, એમ કહીને ગુરુમહારાજે તેની અવગણના કરી.

યકલહયએ વિચાર્યું, કે હવે હું રાજવાડામાં નહી રહું. હું વનવાસ જઈશ. આ રાજકુમારોને પણ મારા કરતાં મોટો વનવાસ આવશે, પછી જંગલમાં ભટકશે. યકલહયએ એવા બોલ દીધા.

તે પછી યકલહય વનમાં નીકળી ગયો. જંગલમાં જઈને તે ધનુષ્ય બાણની વિવિધ કળા શીખે છે. એકવાર દોરનગુરુ, રામ અને લક્ષ્મણ જંગલમાં ફરવા જાય છે. વનમાં આમતેમ ફરતાં એક કૂતરો નજરે

પડયો.

ગુરુ કહે, જુઓ તો ખરા, કોની પાસે આવી વિદ્યા છે ? ઘા કર્યા વિના બાણથી કૂતરાનું મોઢુ બંધ કરે છે. તેઓ તપાસ કરવા લાગ્યા. તપાસ કરતાં તેમણે યકલહયને શોધી કાઢયો. દોરનગુરુ કહે, આ વિદ્યા કોની પાસેથી શીખી ?

ગુરુમહારાજ, આ વિદ્યા મેં તમારી પાસેથી શીખ્યો છું. વનમાં આવીને પછી ધનુષ્ય બાણની વિવિધ કળાઓ શીખ્યો.

દોરનગુરુ વિચારમાં પડી ગયા, આ તો ખુબ મોટો બળવાન છે અને રામ કરતાં પણ બળવાન છે. રામ અને લક્ષ્મણ તો રાજકુમારો છે. તેઓ પાછળ રહી જશે. કંઈક તો ઉપાય કરવો પડશે.

ગુરુ યકલહયને પુછે તારો ગુરુમહારાજ કોણ છે ?

યકલહય કહે, ગુરુમહારાજ હું તમને જોઈને બાણની વિદ્યા શીખ્યો હતો, તો પછી મારા સાચા ગુરુ તો તમે જ છો ?

ગુરુમહારાજ કહે, તું મને ગુરુ માને છે, તો મારું એક વચન પાળીશ ?

યકલહયએ તરત હા પાડી. હા મહારાજ, હું વચન પાળીશ. આ રીતે યકલહય વચનમાં બંધાય જાય છે. તેને એવું કે ગુરુમહારાજ મને નહી છેતરે, પણ યકલહય છેતરાયો. ગુરુએ જમણા હાથનો અંગુઠો માગ્યો. તેણે અંગુઠો આપી દીધો. આ રીતે યકલહય ફસાયો. યકલહય રામ કરતાં પણ બળવાન હતો. તેની પાસે બાણ વિંધવાની અસલ વિદ્યા હતી. હાલના સમયમાં પણ જોવા જઈએ તો સરકાર હજુ પણ અંગુઠો

લે છે. અંગુઠો લેવાનું પહેલાંથી ચાલી આવેલી પરંપરા છે.

**સુદીવત રાજા અનઅ બુધ્ધિવત પરધાન**

(આ બાળવાર્તા છે. સાંજે દાદા-દાદી જમવાનું જમીને નાના ભૂલકાંઓને વાર્તાઓ કહે છે. જેમાંથી બાળકો નવું જ્ઞાન શીખે છે અને સાથે  મનોરંજન પણ થાય છે.)

યક રજવાડાં હતાં. તેમાં સુદિવત નાવના રાજા રાજ કરઅ હતા. તેને રાજમાં બા બુધ્ધિવત નાવના યક પરધાન હતા. સુદિવત રાજાની કુંવરી શકુન્તા સોળમાં સેવરી અની હજારમાં નવરી ઈસી બાંડગી હુયની. યી કુંવરી બાંડગી ઝય, માગુન રાજાલા ચિંતા હુયુલા લાગની. તેની પરધાનલા ગોઠ કય.

આયક ર બા પરધાન, રાજકુવરી બાંડગી ઝય ત આતાં કાહી તરી કરુલા પળીલ. માગુન રાજાની પરધાનલા સાંગાં કાય તું સારે રાજવાડાસાહલા ખબર પાઠવી દે કાય, જો સુદિવત રાજાની કુવરીલા પરનુલા હવા, તેની આમને રાજલા યેવાં અની રાજાની પરીક્ષા પાસ કરવાં. કનેહી રાજના રાજકુંવર પાસ હુયીલ, તેલા અરદાં રાજ મીળીલ. ઈસાં કરીન સુદિવત રાજાની હુકુમ કયા અની પરધાનલાહી સાંગા કાય આયકી રે પરધાન આજ માની યેખલતી યેક જ કુંવરી આહા ત બેસ જ જવાસ પાયજઅ.

યેમાં ઈસી પરીક્ષે કરુના ઈચાર આહા કાય આપલે રાજવાડા નજીક તળાવ આહા. તે તળાવને મેરાલા

દિવા પેટીલ. યે દિવાલા હેરીની શેળાની સારી રાત પાનીમાં રહીલ તો રાજકુંવર કુંવરીને હારી પરનીલ. ઈસાં કરીન સુદિવત રાજાની જાહેર કયાં.

માગુન દેશુન દેશના અની ખંડુન ખંડના રાજકુંવર આનાત. યક માગઅ યક રાજકુંવર પરીક્ષેમાં ઉતરનાત. કને જ રાજકુંવરલા પરીક્ષે પાસ ની હુયની. રાજા ઈચારુલા લાગના, કાય યે બળી ની આહાત. તો રગવાયજી ન સાંગુલા લાગના કાય તુમી સારા બળી ની આહાસ. માં ત મોઠે બળવાનલા માની પોસી પરણવીન. ઈસાં કરી ન રાજાની સાંગાં. માગુન સારા રાજકુંવર જેને તેને જેને રાજલા નીંગી ગ્યાત. રાજાની ગોઠ આયકી ન બુધ્ધિવત પરધાન ચિંતામાં પળના, કાય ર બા, આતાં કુંવરીલા કોન પરનીલ ? કાંહી તરી કરુલા પળીલ.

માગુન બુધ્ધિવત પરધાનની કુંવરી સાટી કુંવરની શોદ કરના લાવી. યક દિસ પરધાન ચાંગલે માનુષલા ગવસી કાહળઅહઅ. પરધાન માગુન કોલાદાદા પાસીં જાઈની સારી ગોઠ સાંગી દાખવઅહઅ. તો મગઅ વાટ દાખવઅહઅ. તુમી માલા રાજાને દરબારમાં બોલવજા. આપલે કાંહી તરી વનસી કરું. ઈસાં કરીન કોલાદાદાની સાંગાં.

દુસરે દિસ પરધાનની લગેજ ખબર કય કાય આજ દરબારમાં રાજાલા મીળુલા યીજો. કોલાદાદા હાતી કાઠી ધરી ન લગેજ નીંગના. તો સુદિવત રાજાને રાજ દરબારલા જાય બીસના. પરધાનની રાજાલા સાંગાં, કાય કોલાદાદા આપલે દરબારમાં બીસુલા આનાહા.

માગુન રાજાની કોલાદાદાલા તેને પાસીં બોલવાઆં. ઘાસી, મસી, તેલ તાંબુયે, બાંબુન રાજાને કચેરીલા યી બીસનાત. રાજા તેહને હારીં ગોઠી કરઅ અની કોલાદાદા તેને પાસી બીસીન નીજરા કરઅ. યક દોનવાર રાજાની સાંગાઆં, તરી તો બીસી ન નીજે કરઅ. માગુન રાજાલા રગ ભરની, તો સાંગુલા લાગના કાય તું રાજવાડાને કચેરીલા બીસુલા આનાહાસ કાય નીજુલા આનાહાસ ? યી આયકીન કોલાદાદા સાંગુલા લાગના, આયકી રે રાજા બા, માલા અખે રાતના ઉજગરા આહા.

રાજા સાંગઅ, હોળા ત કાસના ઉજગરા આહા.

માં દરેલા આગ લાગનેલ તી આખી રાત વલવઅ હતાંવ, તઅ વલવતાં વલવતાં માલા પહી પળના. માની રાતની નીજ આહા.

રાજાલા પોકી રગ ભરની, તુના બાહાસ સાંગઅ કાય દરેમાં આગ લાગહ.

ઈસે રીતે તુહી સમજી ધાંવ કાય શેળાને દિસીં સારી રાત કોની તરી તળાવને પાનીમાં રહીલ કાય ? તું ઈચારની બદલસ તઅ રાજકુંવરીલા કોની નીહી પરનઅ. ઈસાં કરીન કોલાદાદાની સાંગાં. માગુન રાજાલા ભૂલની સમજ પળની.

માગુન રાજા બેસ માનુષ હેરીની કુંવરીલા પરનવહઅ. ઈસે રીતલા બુદિવત પરધાનની તેની બુદી કન કુંવરીના લગીન કરી દીદાં.

**ભાષાંતર**

**સુદીવત રાજા અને બુધ્ધિવત પ્રધાન**

એક રજવાડામાં સુદિવત નામનો રાજા રાજ કરતો હતો. તેનાં રાજમાં બુધ્ધિવત નામનો પ્રધાન હતો. સુદિવત રાજાની રાજકુમારી સૌદર્યવાન હતી. તે હવે પરણવા લાયક થઈ ગઈ હતી. રાજકુમારી યુવાન થઈ એટલે રાજાને ચિંતા થવા લાગી.

રાજાએ પ્રધાનને વાત કરી. સાંભળ રે મારા પ્રધાન, રાજકુમારી હવે યુવાન થઈ ગઈ છે. તેને લાયક રાજકુમારની શોધ કરો.

રાજાએ પ્રધાનને કહયું કે દેશવિદેશના રાજારજવાડામાં ખબર મોકલી આપ કે સુદિવત રાજાની રાજકુંવરીને જેણે પરણવું હોય તે અમારા રાજવાડામાં આવે અને પરીક્ષા પાસ કરે. પરીક્ષામાં જે રાજકુમાર પાસ થશે, તેને અડધું રાજ મળશે, એમ કહીને સુદિવત રાજાએ હુકમ કર્યો. પછી તે પ્રધાનને કહેવા લાગ્યો, સાંભળ રે મારા પ્રધાન, મારે એકની એક દિકરી છે, તો જમાઈ સારો હોવો જોઈએ. એવી પરીક્ષા કરવાનો વિચાર છે કે આપણા રજવાડા નજીક તળાવ છે. તે તળાવને કિનારે દીવાઓ સળગશે. દીવાને જોઈને શિયાળાની રાતે પાણીમાં જે રહેશે. તે રાજકુમારી સાથે પરણશે, એવું સુદિવત રાજાએ જહેર કર્યુ.

પછી દેશુન દેશ અને ખંડુન ખંડના રાજકુમાર આવ્યા. એક પછી એક રાજકુમાર પરીક્ષામાં ઉતર્યા. સર્વ રાજકુમારો નાપાસ થયા. રાજા વિચારમાં પડી ગયા, તેઓ બધા રાજકુમારોને કહે, તમારામાંથી કોઈ બળવાન નથી. હું મોટા બળવાન સાથે મારી રાજકુમારીને પરણાવીશ, એમ રાજાએ કહયું. પછી બધા

રાજકુમારો પોત પોતાના રજવાડામાં નીકળી ગયા. રાજાની વાત સાંભળીને બુધ્ધિવત પ્રધાનને ચિંતા થવા લાગી. આ રીતે તો રાજકુમારી કુંવારી જ રહી જશે. તેની સાથે કોણ પરણશે ? કંઈક તો કરવું પડશે.

તે પછી બુધ્ધિવત પ્રધાન કુંવરી માટે સારા મુરતિયાની શોધ કરે છે. એક દિવસ સારો ગુણવાન માણસ મળી જાય છે. પ્રધાન કોલાદાદા નામના બુધ્ધિમાન વ્યકિતને બધી વાત કરે છે. કોલાદાદા પછી રસ્તો બતાવે છે.

કોલાદાદા કહે, મને તમારા રાજમાં બોલાવજો. આપણે કંઈક તો ઉપાય કરીશુ, આ રીતે કોલાદાદાએ કહયું.

બીજા દિવસે પ્રધાન રાજમાં આવવાનું આમંત્રણ આપે છે. કોલાદાદાને સમાચાર મળતાં તે તરત રાજમાં જવા માટે નીકળે છે. તે સુદિવત રાજાના રાજ દરબારમાં જઈને બેસે છે.

પ્રધાને રાજાને કહયું, કોલાદાદા આપણા રાજમાં બેસવા આવ્યા છે.

રાજાએ કોલાદાદાને પાસે બેસાડયા. ઘાંચી, મોચી, તેલતાંબુળી, બ્રાહમણ રાજદરબારમાં બેઠા હતા. દરબારમાં રાજા રાજની વાત કરે અને કોલાદાદા પાસે બેસીને ઝોકા ખાય. એક- બે વાર રાજાએ કહયું, છતાં પણ તે ઊંઘતો જ હતો, પછી રાજા ખુબ ગુસ્સે થયા.

તું રાજદરબારમાં બેસવા આવ્યો છે કે ઊંઘવા આવ્યો છે ?

આ સાંભળીને કોલાદાદા કહેવા લાગ્યો, સાંભળો રે રાજા, મારે રાતનો ઉજાગરો છે.

રાજા કહે શાનો ઉજાગરો છે ?

દરિયામાં આગ લાગેલી, તે આખી રાત ઓલવતો રહયો, આગ ઓલવતાં મને સવાર પડી ગઈ, એટલે રાતનો ઉજાગરો છે.

આ સાંભળી રાજાનો પિતો ગયો, તારો બાપ કહે છે કે દરિયામાં આગ લાગે છે.

હવે તમે પણ સમજી જાઓ કે શિયાળાની ઋતુમાં માણસ આખી રાત પાણીમાં કેવી રીતે રહેશે ! તમે વિચાર નહી બદલો તો રાજકુમારીને કોઈ નહી પરણે, એમ કોલાદાદાએ કહયું,

રાજાને પોતાની ભૂલ સમજાઈ, પછી તેઓ ગુણવાન રાજકુમાર સાથે રાજકુમારીને પરણાવે છે. આમ, બુધ્ધિવત પ્રધાન પોતાની બુધ્ધિના બળથી રાજકુમારીનું લગ્ન ગોઠવે છે.

**ગીત**

નીંબુ તોડાયે નાય વ કોની,
મામા પટવા તુમચે મુલીલા,
આંબા તોડાયે નાય વ કોની,
મામા પટવા તુમચે મુલીલા,
કેળાં તોડાયે નાય વ કોની,

મામા પટવા તુમચે મુલીલા,
સેગુ તોડાયે નાય વ કોની,
મામા પટવા તુમચે મુલીલા,
ભાજી ખુળાયે નાય વ કોની,
મામા પટવા તુમચે મુલીલા.
(માહિતી દાતા- સોનીબેન વસંતભાઈ પવાર મુ. કડમાળ આહવા-ડાંગ)

**ભાષાંતર**

લીંબુ તોડવા કોઈ નથી,
મામા મનાવો તમારી દિકરીને,
કેરી તોડવા કોઈ નથી,
મામા મનાવો તમારી દિકરીને,
કેળા તોડવા કોઈ નથી,
મામા મનાવો તમારી દિકરીને,
સરગવો તોડવા કોઈ નથી,

મામા મનાવો તમારી દિકરીને,
ભાજી તોડવા કોઈ નથી,
મામા મનાવો તમારી દિકરીને,

મુહુપાડાની કોનચી ગાનારીન વ જીગ વ જી,
મુહુપાડાની મંગી ગાનારીન વ જીગ વ જી,
મંગીલા ઈવનાત બોલવા વ જીગ જી,
મંગીલા ઈવનાત બીસવા વ જીગ વ જી,
મંગીલા ઈવનાત ઉતારા વ જીગ વ જી,
મંગીલા માંડવાત લયા વ જીગ વ જી,
મંગીલા પલંગ તરી ટાકા વ જીગ વ જી,
માંડવાત મંગી ગાના લાવીલ જીગ વ જી.
(માહિતી દાતા-મંગીબેન રામુભાઈ પવાર મુ. સુબીર આહવા-ડાંગ)

**ભાષાંતર**

મુહુપાડાની કોણ ગીત ગાવાવાળી રે જી રે જી,

મુહુપાડાની મંગી ગીત ગાવાવાળી રે જી રે જી,
મંગીને વિમાનમાં તેડાવો રે જી રે જી,
મંગીને વિમાનમાં બેસાડો રે જી રે જી,
મંગીને વિમાનમાંથી ઉતારો રે જી રે જી,
મંગીને માંડવા નીચે લાવો રે જી રે જી,
મંગીને પલંગ પર બેસાડો રે જી રે જી,
પલંગ પર બેસી મંગી ગીતો ગાશે રે જી રે,

ઈજલે ડોંગરુ ઈજલીલ,
ઈજલીલ વ,
ઈજલે ડોંગરુ ઈજલીલ,
ગાજલે ડોંગરુ ગાજલીલ,
ગાજલીલ વ,
ગાજલે ડોંગરુ ગાજલીલ,
પાની વરસીલ ઝીરીમીરી,
ઝીરીમીરી વ,

પાની વરસીલ ઝીરીમીરી,
કોરડે નદીલા યીલ પુરઅ,
યીલ પુરઅ વ,
કોરડે નદીલા યીલ પુરઅ,
માજી માયીલા કોંડવેલી,
કોંડવેલી વ,
માજી માયીલા કોંડવેલી,
માજા ભાવુ કાય તારુ ઝાલા,
તારુ ઝાલા વ,
માજા ભાવુ કાય તારુ ઝાલા,
માજા બાપાલા કોંડવેલા,
કોંડવેલા વ,
માજા બાપાલા કોંડવેલા,
માજા ભાવુ કાય તારુ ઝાલા,
તારુ ઝાલા વ,
માજા ભાવુ કાય તારુ ઝાલા,

માજી બયીનલા કોંડવેલી,
કોંડવેલી વ,
માજી બયીનલા કોંડવેલી,
માજા ભાવુ કાય તારુ ઝાલા,
તારુ ઝાલા વ,
માજા ભાવુ કાય તારુ ઝાલા,
ઈજલે ડોંગરુ ઈજલીલ,
ઈજલીલ વ,
ઈજલે ડોંગરુ ઈજલીલ,
ગાજલે ડોંગરુ ગાજલીલ,
ગાજલીલ વ,
ગાજલે ડોંગરુ ગાજલીલ.
(માહિતી દાતા- રાધીબેન ગંગાભાઈ પવાર મુ. ધુલદા આહવા-ડાંગ)

**ભાષાંતર**

ગાજવીજનો ડુંગર ગાજશે,

ગાજશે રે,
ગાજવીજનો ડુંગર ગાજશે,
વરસાદ વરસે રે ઝરમર,
ઝરમર વરસે રે,
સૂકાઈ ગયેલી નદીમાં પૂર આવ્યું,
પૂર આવ્યું રે,
મારી માતા નદીની સામે કિનારે ફસાઈ,
ફસાઈ રે,
મોરો ભાઈ નદી તરે,
નદી તરે રે,
મોરો ભાઈ નદી તરે,
મારા બાપા નદીની સામે કિનારે ફસાયા,
ફસાયા રે,
મોરો ભાઈ નદી તરે,
નદી તરે રે,
મોરો ભાઈ નદી તરે,

મારી બેન નદીની સામે કિનારે ફસાઈ,
ફસાઈ રે,
મોરો ભાઈ નદી તરે,
નદી તરે રે,
મોરો ભાઈ નદી તરે,
ગાજવીજનો ડુંગર ગાજશે,
ગાજશે રે,
ગાજવીજનો ડુંગર ગાજશે.

મેંદી મેંદીના મેંદી મોઠાં ઝાળ વ,
મેંદી લાવી લે,
માજા બાપાચા હાત લાલ ચળ વ,
મેંદી લાવી લે,
મેંદી મેંદીના મેંદી મોઠાં ઝાળ વ,
મેંદી લાવી લે,
માજી માયીચા હાત લાલ ચળ વ,

મેંદી લાવી લે,
મેંદી મેંદીના મેંદી મોઠાં ઝાળ વ,
મેંદી લાવી લે,
માજા ભાવુચા હાત લાલ ચળ વ,
મેંદી લાવી લે,
મેંદી મેંદીના મેંદી મોઠાં ઝાળ વ,
મેંદી લાવી લે,
માજી બઈનચા હાત લાલ ચળ વ,
મેંદી લાવી લે,
મેંદી મેંદીના મેંદી મોઠાં ઝાળ વ,
મેંદી લાવી લે.

(માહિતી દાતા- બાનુબેન સંતુભાઈ પવાર મુ. ધુલદા આહવા-ડાંગ)

**ભાષાંતર**

મેંદી મેંદીનું મેંદી મોટું ઝાડ રે,
મેંદી લગાવી લે,

મારા બાપાના હાથ રાતાચોળ રે,
મેંદી લગાવી લે,
મેંદી મેંદીનું મેંદી મોટું ઝાડ રે,
મેંદી લગાવી લે,
મારી માતાના હાથ રાતાચોળ રે,
મેંદી લગાવી લે,
મેંદી મેંદીનું મેંદી મોટું ઝાડ રે,
મેંદી લગાવી લે,
મારા ભાઈના હાથ રાતાચોળ રે,
મેંદી લગાવી લે,
મેંદી મેંદીનું મેંદી મોટું ઝાડ રે,
મેંદી લગાવી લે,
મારી બહેનના હાથ રાતાચોળ રે,
મેંદી લગાવી લે,
મેંદી મેંદીનું મેંદી મોટું ઝાડ રે,

મેંદી લગાવી લે.

યી કા જાતચી ભવાની,
યી કા જાતચી ભવાની વ સતરશીંગીમાં,
ઈચા જલમ કુઠલા ?
ઈચા જલમ નાંદુરીલા વ સતરશીંગીમાં,
ઈકા એંગુળીલા જાતી,
ઈકા એંગુળીલા જાતી વ અમૃતકુંડમાં,
નેસલાં પીવળાં પીતાંબર,
બસલે પીવળે વાઘા વરી વ સતરશીંગીમાં,
ઈની ડોંગરુ ખનીની,
ઈની ડોંગરુ ખનીની વ દઈત કાળેલા,
ઈની દઈત મારેલા,
ઈની દઈત મારેલા વ સતરશીંગીમાં,
યી કા જાતચી ભવાની,
યી કા જાતચી ભવાની વ સતરશીંગીમાં.

**ભાષાંતર**

એની જાત ભવાની રે,
એની જાત ભવાની રે સપ્તશૃંગીમાં,
એનો જન્મ ક્યાં થયેલો ?
એનો જન્મ નાંદુરી ગામે થયેલો રે સપ્તશૃંગીમાં,
એ સ્નાન કરવા જાય,
એ સ્નાન કરવા જાય રે અમૃતકુંડમાં,
પીળું પીતાંબર પહેરીને
પીળા વાઘ પર બેસે રે સપ્તશૃંગીમાં,
એને ડુંગર ખોદીને,
એને ડુંગર ખોદીને રાક્ષસને કાઢયો,
એને રાક્ષસ માર્યો,
એને રાક્ષસ માર્યો રે સપ્તશૃંગીમાં,
એની જાત ભવાની રે,
એની જાત ભવાની રે સપ્તશૃંગીમાં.

**રંગોના નામ**

| ગુજરાતી | ડાંગી | ગુજરાતી | ડાંગી |
|---|---|---|---|
| સફેદ | ધવળા | જાંબુડો | જાંબળા |
| લીલો | નીળા | પીળો | પીવળા |
| નારંગી | ભગવા | લાલ | રાતા |
| કાળો | કાઆ | | |

**કૌટુંબિક સગપણના શબ્દો**

| ગુજરાતી | ડાંગી | ગુજરાતી | ડાંગી |
|---|---|---|---|
| દાદા | ડવર બા | દાદી | ડોસી આયા |
| માતા | આઈ | પિતા | બા |
| ભાઈ | બાબા | ભાભી | વયનીસ |
| વહુ | ઉહુસ | જમાઈ | જવાસ |
| પતિ | નવરા | પત્ની | બાયકો |
| બેન | બુયુ | બનેવી | દાજીસ |
| મોટા પપ્પા | મોઠા બાહાસ | મોટી મમ્મી | મોઠેસ |

| | | | |
|---|---|---|---|
| કાકા | કાકાસ | કાકી | કાકીસ |
| માસી | જીજી | માસા | કાકા |
| ફોઈ | ફુય | ફુવા | મામા |
| સાસુ | સાસુસ(ફુય) | સસરા | સાસરાસ(મામા) |
| જેઠ | જેઠુસ | જેઠાણી | જેઠાનીસ |
| દિયર | દેરુસ | દેરાણી | દેરાનીસ |
| નણદ | નંદસ | સાળી | સાલીસ |
| સાળો | સાળુસ | | |

**મહિનાના નામ**

દિવાળીના મિહના, પુષના મિહના(ડુંગરદેવનો મહિનો),

ફાગુનના મિહના, અખાતીના મિહના, પાની પળતેના મિહના, ભાદવરા, મગશીર, જેઠ, ચયતર, આદરાં બરુના મિહના, સરાવન, દશરાના મિહના.

**સાવકાપણા માટે બોલાતા શબ્દો**

| ડાંગી | ગુજરાતી | ડાંગી | ગુજરાતી |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| કાકાસ | કાકા | જીજીસ | માસી |
| પોસલ્યાં પોસાં | અનાથ બાળકો | | |
| જાવતુસ | પહેલા પતિ અથવા પત્નીનો છોકરો | | |
| જાવતીસ | પહેલા પતિ અથવા પત્નીની છોકરી | | |

**સમયવાચક શબ્દો**

| **ડાંગી** | **ગુજરાતી** | **ડાંગી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| રામપાહાર | સવારની પહોર | પાહરા | બપોર પછીનો સમય |
| યેળચનાં | સાંજનો સમય | શેળી રાત | અડધી રાત |
| સકાળ | આવતી કાલ | મિહના | મહિનો |
| યેક વરીસ | એક વર્ષ | | |

**મેળાઓ**

| **ગુજરાતી** | **ડાંગી** | **ગુજરાતી** | **ડાંગી** |
|---|---|---|---|
| ઉંમરદાનો મેળો | ઉંબરદાના જતરા | ડાંગ દરબાર | દરબાર |
| દેવમોગરાનો મેળો | દેવમોગરાના જતરા | માયાદેવીનો મેળો | મયદેવીના જતરા |
| સાલ્હેર મૂલ્હેરનો મેળો | સારેમુરેના જતરા | ગોવાળદેવનો મેળો | ગવાઆદેવના જતરા |

| | | | |
|---|---|---|---|
| દેવીમાળનો મેળો | દેવીમાળના જતરા | સુબીરનો મેળો | સોબીરના જતરા |
| હિંદળાનો મેળો | હિંદળદેવીના જતરા | | |

**ખેતી વિષયક નામો**

**અનાજના નામ**

| **ડાંગી** | **ગુજરાતી** | **ડાંગી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| નાગલી | નાગલી | ભાત | ડાંગર |
| વરી | વરઈ | બેંદરી | હલકા પ્રકારની નાગલી |
| સીતોળી | સફેદ નાગલી | મકી | મકાઈ |
| બરટી | બંટી | સાવા | સામા |
| કોદા | કોદરી | | |

**કઠોળના નામ**

| **ડાંગી** | **ગુજરાતી** | **ડાંગી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઉળીદ | અડદ | કુળીત | - |

| | | | |
|---|---|---|---|
| ચના | ચણા | સયેંબી | સોયાબીન |
| તોરી | તુવેર | ચવળી | ચોળી |
| ચવળા | ચોળા | વાલખળી | મીઠાવાલ |
| કુળુ વાલખળ | કડવા વાલ | વાલ | વાલ |

**શાકભાજીના નામ**

તેરાં(જંગલી અળુ), માટા(તાંદળજા)ની ભાજી, સેવુભાજી, કુરડુની ભાજી, કુવળી(મુશળી)ની ભાજી, ઉષાની ભાજી, કોલિયારની ભાજી, ગુંદાની ભાજી, ચીન ભાજી, ઉંદરું ભાજી, ચણાની ભાજી, આંબાળીની ભાજી, નળની ભાજી, આળું, કંટોલાં, ગોમેકાં, વરા, સુરણ, વેંગણ, ટામેટાં, વાલપાપડી, વાઠરટાં, આળીંબ, વાસદી, ગવારી, ભેંડાં, દોડકા, ફડવળ.

**પાલતુ પ્રાણીના નામ**

| **ડાંગી ભીલી** | **ગુજરાતી** | **ડાંગી ભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ગાય, ગાવળી | ગાય | દોબળ | ભેંસ |
| વાસરી | વાછરડી | બોકળી | બકરી |
| ઘોળા | ઘોડા | માંજર | બિલાડી |

| | | | |
|---|---|---|---|
| કૂતરા | કૂતરો | બલ | બળદ |
| ઘેટા | ઘેટું | | |

**પક્ષીઓના નામ**

| ડાંગી ભીલી | ગુજરાતી | ડાંગી ભીલી | ગુજરાતી |
|---|---|---|---|
| હોલા | હોલો | તીતુર | તેતર |
| કોંબળા | મરઘો | કોંબળી | મરઘી |

**ઝાડના નામો**

| ડાંગી ભીલી | ગુજરાતી | ડાંગી ભીલી | ગુજરાતી |
|---|---|---|---|
| સાદળા | સાદડો | સાગ | સાગ |
| ખીર | ખેર | સીસવ | સીસમ |
| તીવીસ | તણછ | બહેડા | બહેડો |
| વળ | વડ | આંબા | આંબો |

**શરીરનાં અંગો**

| ડાંગી ભીલી | ગુજરાતી | ડાંગી ભીલી | ગુજરાતી |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| ડોઆ | આંખ | જીબ | જીભ |
| કેસાં | વાળ | ભીમને | ભ્રમર |
| દાત- | દાંત | હોટ | હોઠ |
| નીડાળ | કપાળ | બોચી | ગળું |
| કાખ | બગલ | કંબર | કમર |
| આંગઠા | અંગુઠો | પાંય | પગ |
| બેંબી | નાભી | | |

**વાદ્યો**

ડાંગના ભીલ આદિવાસીઓના વાદ્યોને નીચે મુજબના પ્રકારોમાં વહેંચી શકાય છે જેમ કે ચર્મવાદ્ય, સુષિરવાદ્ય અને તંતુવાદ્ય. ભીલ આદિવાસીઓ પ્રકૃતિની ખોળે રહીને જીવે છે. જંગલના વિવિધ નાદ અને લયના અવાજો સાંભળીને એને સમજાયું હશે કે પવન જયારે ધાર પરથી પસાર થાય ત્યારે ધ્વનિ ઉત્પન્ન થાય છે. તેથી જંગલમાં મળતા સાધન સામગ્રીમાંથી વાદ્યો બનાવવાની શરૂઆત કરી હશે. તેઓ વાદ્યોને વિવિધ પીંછા અને રંગોથી સજાવે છે.

**સુષિરવાદ્ય**

ફૂક મારીને વગાડવાના વાદ્યને સુષિરવાદ્ય કહે છે. આ વાદ્યનો ધ્વનિ મંગળકારી હોય છે અને તે શુભ પ્રસંગે વગાડાય છે. વાદ્યના છિદ્ર પર આંગળી મુકીને જુદા જુદા સ્વરમાં ગીતો ગાઈને વગાડે છે. ડાંગના ભીલ આદિવાસીઓ નીચે મુજબના સુષિરવાદ્ય વગાડે છે.

**વાંસળી**

જંગલમાં વાંસ સુકાઈ જાય ત્યારે જીવડાંઓ તેમાં કાણા પાડે છે. પવન લહેરાય ત્યારે તેમાંથી સંગીત સંભળાય છે. આદિમાનવને સંગીત સાંભળીને પ્રેરણા મળી હશે. ડાંગના ભીલો વાંસળીને પાવો કહે છે. આ વાદ્ય બનાવવા માટે પોલાણવાળો લીલો વાંસ કાપવામાં આવે છે. બે-ત્રણ દિવસ સુકવી દે છે.

વાંસળીનો યોગ્ય માપ રાખીને કુહાડીથી વાંસ કાપીને દાતરડાંથી સરખું કરે છે. ત્યાર પછી લોખંડનો સળિયો ગરમ કરીને વાંસ પર યોગ્ય અંતરે કાણાં પાડે છે. જુવાનિયાઓ એકલતાની પળમાં વાંસળી વગાડીને સંગીતનો આનંદ માને છે. દરેક માણસને વાંસળીના સૂર ગમે છે.

**કહાળ્યા**

ડાંગીનૃત્યમાં કહાળ્યા વગાડવામાં આવે છે, તેથી ભીલ સમાજમાં કહાળ્યાનૃત્ય તરીકે ઓળખાય છે. ખાસ કરીને તહેવાર અને લગ્નપ્રસંગે વગાડવામાં આવે છે. બે કહાળ્યાની જોડી હોય છે. તેમાં એક હુંબાળ્યા અને બીજી કાહળી હોય છે. કાહળીમાં વિવિધ ગીતો ગાવામાં આવે છે. હુંબાળ્યા ફકત સૂર માટે વગાડે છે. ડાંગી નૃત્યમાં હુંબાળ્યા, કાહળી અને ઢોલક વાદ્યની જોડ છે. વાદ્યના કારણે નૃત્યમાં રંગત જામે છે.

**તંતુવાદ્ય**

**માદળ**

ડાંગના જંગલમાં બે પ્રકારના વાંસ છે. મોટા વાંસમાંથી માદળ વાદ્ય બને છે. વાંસની ઉપર નીચે ગાઠ હોય છે. તેની એક તરફ ચીપ કાઢે છે. ચીપ તેની સાથે જોડાયેલી રહે છે. તેને દાતરડાંથી ઘસીને પાતળી બનાવે છે. ઉપર અને નીચે ડીંગલી ભરાવી દે છે. સળીઓની વચ્ચે કાણું પાડે છે. સળીઓની કાણું હોય તે નાદને મોટું કરવાનું કામ કરે છે. જુવાનિયાઓ નવરાસની પળમાં માદળ વાદ્ય વગાડે છે.

### ચર્મવાદ્ય

#### ઢોલકી

વાદ્ય સીસમ અથવા સાગના લાકડામાંથી બનાવે છે. કલાકાર હોય તે ઢોલકી બનાવવામાં રસ ધરાવે છે. તેઓ જુવાનિયાઓની મદદ લઈને વાદ્ય બનાવે છે. તેની બંને બાજુ બકરાનું કે ઢોરનું ચામડું ચડાવે છે. ત્યાર પછી દોરીથી ખેંચીને બાંધે છે. વાદ્ય બની ગયા પછી માલિક તેની પૂજા કરે છે. અગરબતી, કંકુ, નારિયેળથી પૂજા કરે છે. તમાસા, ઠાકર્યાનૃત્ય અને કહાળ્યાનૃત્યમાં ઢોલકીનો ઉપયોગ થાય છે. માલિક વારેતહેવારે તેની પૂજા કરે છે. કોઈ પણ પ્રસંગે વગાડતાં પહેલાં તેના ઉપરથી આરતી ઉતારે છે. કંકુથી તિલક કરીને પછી જ તેને વગાડે છે. દરેક પ્રસંગમાં ઢોલકીનો માલિક પોતે વગાડે છે. ઘરે પણ તે પોતે સાચવે છે.

#### નગારું

ડાંગના ભીલ આદિવાસીઓ લગ્નપ્રસંગે નગારું વગાડે છે. નગારાનો આકાર અર્ધગોળાકાર છે. તે ધાતુનો હોય છે અને ઉપર ઢોરનું ચામડું મઢીને બનાવાય છે. વાદ્ય બની ગયા પછી માલિક તેની પૂજા કરે છે. પાતળી ગાઠવાળી દાંડીથી તે વગાડાય છે. નગારું ઉચકીને હરીફરી શકાય એટલા કદનું હોવાથી લગ્ન જેવા પ્રસંગમાં લઈ જવાય છે. તેને ઉંચકવા માટે દોરી બાંધેલી રહે છે. એક માણસ પીઠ પર ઉચકી રાખે

છે અને બીજો માણસ પાછળ દાંડીથી વગાડે છે. નગારાનો માલિક દરેક તહેવારે તેની પૂજા કરે છે.

## નૃત્યો

### ઠાકર્યાનૃત્ય

ઠાકર્યાનૃત્ય ડાંગના ભીલ સમાજમાં ખુબ જાણીતું છે. તેરા તહેવાર વખતે ઠાકર્યાનૃત્ય શરૂ થાય છે અને દિવાળી આવતાં બંધ થાય છે. અન્ય નૃત્ય કરતાં તે જુદું પડે છે. આ નૃત્યનો સમય મર્યાદા છે અને તે ખાસ કરીને ખેતી સાથે સંકળાયેલું છે. વરસાદ પછી ખેતીનું કામની સાથે નૃત્ય પણ શરૂ થાય છે. વડીલોના સમયથી આ નૃત્ય થતું આવ્યું છે. ગવાતા ગીતોમાં ખેતીનો સંદર્ભ આવે છે.

નાચતી વખતે ડબ્બો(તેલનો ખાલી ડબ્બો) અને ઢોલક વગાડે છે. નાચવાવાળા પગે ઘુંઘરું બાંધીને નાચે છે. દસ-બાર વ્યક્તિ ઠાકર્યાનૃત્યમાં જોડાય છે. તેમાંથી ત્રણ-ચાર માણસો નાચે છે. બાકીના બેસીને ગીત ગાય અને વાદ્ય વગાડે છે.

સૌથી પહેલા નમનનું ગીત ગાય છે. નમન ગીત ગાતી વખતે નૃત્ય કરતા નથી. નાચવાવાળા અને ગાવાવાળા બેસીને ગીત ગાય છે. નમનગીતમાં વિશિષ્ટ ભાવ છુપાયેલો છે. આ ગીતમાં પ્રથમ વંદના ધરતી માતાને કરે છે. ધરતીમાતા બધા જીવોનું પાલનપોષણ કરે છે. તેથી સૌથી પહેલા ધરતીમાતાને વંદન કરવામાં આવે છે. ત્યાર પછી ગાવતરી, કનસરી, વાગદેવ, નાગદેવ, સૂર્ય, ચંદ્ર, ગાંવદેવ, ગામના

આગેવાનો, ઢોલી, નૃત્યકારોને વંદન કરે છે અને છેવટે દર્શકોને વંદન કરે છે.

નમન ગીત ગાયા પછી નૃત્યકારો નૃત્યનો પ્રારંભ કરે છે. નાચવાવાળા વિવિધ ચાળાઓમાં નૃત્ય કરે છે. ગીતોની રમઝટ, નૃત્યનો તાલ અને એમાં ઢોલકનો નાદ ભળે છે. આ રીતે નૃત્યમાં રંગત જામે છે. ઠાકર્યાનૃત્યમાં ગવાતા ગીતોમાં રામાયણ, મહાભારતના પ્રસંગો, સૂર્ય ચંદ્રને લગતા ગીતો, પ્રકૃતિને લગતા ગીતો વગેરે વિવિધ ગીતો ગાય છે.

**કહાળ્યાનૃત્ય**

ભીલ આદિવાસીઓ લગ્ન પ્રસંગે અથવા કોઈ પણ શુભ પ્રસંગે કહાળ્યાનૃત્ય નાચે છે. આ નૃત્ય વખતે બે કહાળ્યા અને ઢોલક વગાડે છે. ડાંગના દરેક ગામમાં વાજિંત્ર વગાડવાવાળા કલાકારો હોય છે. ગામમાં શુભ પ્રસંગ હોય ત્યારે તેમને બોલાવે છે. કહાળ્યાનૃત્ય ડાંગીનૃત્ય તરીકે જાણીતું છે. આ નૃત્ય ડાંગમાં જ નહિ પરંતુ આખા ગુજરાતમાં પ્રચલિત છે. કહાળ્યા વગાડતો કલાકાર કહાળ્યાના સૂરમાં ગીતો ગાય છે.

ધવળા બઈલ માજા નંદી હો રાયા,
ધવળા બઈલ માજા નંદી,
ભરલે ચોખાચે ગોની હો રાયા,
ધવળા બઈલ માજા નંદી.

માલા તઅ ગોંદારી મનતત,
મનતત વઅ,
માલા તઅ ગોંદારી મનતત.

યુવક-યુવતીઓ એકબીજાની કમરમાં હાથ પકડીને નૃત્ય કરે છે, તેને ઝવળા ચાળો કહે છે. કેટલીક વાર નૃત્ય કરતાં આખી રાત વીતી જાય છતાં નાચવાવાળા થાકતા નથી. કહાળ્યા વગાડવાવાળો ચાળા બદલે છે. મોટા ભાગના ચાળાઓ પ્રાણીઓની ચાલ સાથે જોડાયેલા છે. આ નૃત્યના પણ વિવિધ ચાળાઓ છે. જેમ કે ઉડેચાળ, માળેચાળ, માંડી મોળેચાળ, હાથ મોળે ચાળ, ભજનીઓ ચાળો, ઝવળાનો ચાળો, સિપાઈ ચાળો, ભાંગ ટીળા ચાળો, લખમી કોદાઈ ચાળો, ઘોડીનો ચાળો, મોર ચાળો, કમર મોળે ચાળો, પેરન્યા ચાળો, પગ સરકાવતા નાચવાનો ચાળો, બેસીને નાચવાનો ચાળો, સલામી આપવાનો ચાળો, સાપનો ચાળો, મોહન ચાળો, ભોવાળ ચાળો(ભવાનીનો ચાળો).

ડાંગના ભીલ આદિવાસીઓ આ નૃત્યને વધારે પસંદ કરે છે. વાજિંત્રોનો તાલ અને પગમાં થનગનાટ ધરાવતું કહાળ્યા નૃત્ય ખુબ જાણીતું છે.

**ઘેરૈયાનૃત્ય**

ભીલ સમાજના નૃત્ય ઋતુ પ્રમાણે આવતા તહેવારો સાથે સંકળાયેલા છે. જેમાં ધાર્મિક અને સામાજિક તહેવારે નૃત્ય કરીને મોજમજા કરે છે. ભીલોમાં હોળીની લોકપ્રિયતા વિશેષ છે. વસંતપંચમીથી

શરૂ કરી છેક રંગપંચમી સુધી નાચે છે.

આ સમાજમાં સ્ત્રી પુરુષ બંને ઘેરૈયા બને છે. સ્ત્રીઓ નવા લુગડાં પહેરીને હાટબજારમાં માંગતી ફરે છે. આ ઉપરાંત ગામ, પરગામ ફરીને જમીનદારો, દુકાનદારો અને સુખી માણસો પાસેથી મોભા પ્રમાણે ખાવાની ચીજવસ્તુઓ અને પૈસા માંગે છે. કોઈ પણ માણસ ઘેરૈયા બને ત્યારે પાંચ વર્ષ પુરા કરે છે. આમ, ડાંગના ભીલોના સંગીત અને નૃત્યકલામાં વિવિધતા છે અને તેમાં કુદરતનું દર્શન થાય છે.

## નાટકવેશો

### ડુંગરદેવ ઉત્સવમાં ભજવાતા વેશો

ભીલો ડુંગરદેવ ઉત્સવ વખતે નાટકવેશો ભજવે છે. દેવટાપરાનો વેશ ભજવનાર વ્યક્તિનો પહેરવેશ અલગ પ્રકારનો હોય છે. અમુક પુરુષો સ્ત્રીનો વેશ ધારણ કરીને દેવને રીઝવે છે. સ્ત્રીનો વેશ ભજવનાર વ્યક્તિનો હાવભાવ, વર્તન સ્ત્રીના જેવો અભિનય કરે છે. આ ઉત્સવમાં નાટકો અને વેશો ભજવાય છે.

### ઘેરૈયાઓના વેશો

ડાંગમાં હોળીના તહેવારે અઠવાડિયા પહેલાં હાટબજારો ભરાય છે. ત્યારે સ્ત્રી પુરુષો ઘેરૈયા બને છે. કોઈ પુરુષ સ્ત્રીનો વેશ લઈને હાટમાં માંગતો ફરે છે. વેપારીઓ તેને પૈસા, દાળિયા, કોપરુ આપે છે. બાળકો પણ ઘેરૈયા બનીને નાચે છે. કેટલાક માણસો ભવાનીમાતાનું મહોરું પહેરીને નાચે છે. ભવાનીમાતા સીમગા

(હોળી) રમવા નીકળી છે, એવું કહે છે. હાટમાં આવેલા માણસો ભવાનમાતાને ભેટીને પૈસા આપે છે. બે માણસો માતાના રક્ષકો બને છે. તેઓ હાથમાં તલવાર લઈને નાચે છે. હોળીના પાંચ દિવસ સુધી આવા જુદાજુદા વેશો ધારણ કરીને વાદ્યના તાલે નાચે છે. હાટબજારોમાં ઘેરૈયાઓ આકર્ષણ જમાવે છે. હોળીના તહેવાર વખતે ઘેરૈયાઓ વિવિધ વેશો ભજવીને આકર્ષક રંગ જમાવે છે.

## સાહિત્ય

### ગીતો

ડાંગના ભીલોમાં કથાઓ જેટલો જ મોટો વ્યાપક સાહિત્ય ગીતોનો છે. આ ગીત રચનાઓ કંઠ પ્રવાહમાં વહેતી રહે છે અને તેમાં જાતિપ્રદેશ, પ્રસંગ અને સમય પ્રમાણે પરિવર્તનો થતા રહે છે. તેનો ભાવ આત્મલક્ષી નહી, સર્વ સ્પર્શી છે. તેની શૈલી સરળ અને ગેય તત્વ પ્રધાન છે. તેમજ માળખું નિશ્ચિત પ્રકારનું પરંપરાગત છે. જેથી કરીને એક વખત સાંભળવાથી યાદ રહી જાય.

ભીલો પ્રસંગ અનુસાર ગીતો ગાયે છે. જેમ કે હોળીના ગીતો, ઠાકર્યાનૃત્યના ગીતો, લગ્નના ગીતો, ઘેરૈયાના ગીતો વગેરે. ગીતોનો જીવનચક્ર અને ઋતુચક્ર સાથે પ્રત્યક્ષ સંબંધ છે. તે પેઢી દર પેઢીએ વારસામાં સચવાયેલું છે.

#### ઠાકર્યાનૃત્યનાં ગીતો

તેરા તહેવારથી ઠાકર્યાનૃત્યની શરૂઆત થાય છે અને છેક દિવાળી આવે ત્યાં સુધી નાચવામાં આવે છે. મોટે ભાગે ખેતીને લાગે વળગે તેવા ગીતો ગાવામાં આવે છે. નૃત્યનાં પ્રારંભે નમનગીત ગાવામાં આવે

છે.

**નમનનું ગીત**

યેક વર નમસ કેલા ર પરભુ,
યેક વર નમસ કેલા,
દોન વર નમસ કેલા ર પરભુ,
દોન વર નમસ કેલા,
તીન વર નમસ કેલા ર પરભુ,
તીન વર નમસ કેલા,
ચેર વર નમસ કેલા ર પરભુ,
ચેરી કોપરાલા,
પાંચ વર નમસ કેલા ર પરભુ,
પાંચી પાંડવાલા,
સવ વર નમસ કેરા ર પરભુ,
સોળાકે દેવાલા,

સાત વર નમસ કેલા ર પરભુ,
સાતયે સાતવીલા,
આઠ વર નમસ કેલા ર પરભુ,
આઠયે કોંડાલા,
નવ વર નમસ કેલા ર પરભુ,
નવ રાતરીલા,
દસ વર નમસ કેલા ર પરભુ,
દશયે દશરાલા,
અગેર વર નમસ કેલા ર પરભુ,
અગેર દેવાલા,
બાર વર નમસ કેલા ર પરભુ,
બારયે બારસીલા,
તેર વર નમસ કેલા ર પરભુ,
તેરયે અવસાલા,
સેલ વર નમસ કેલા ર પરભુ,
આઈકા બાઈલા.

ઠાકર્યાનૃત્યના પ્રારંભે નમનગીત ગાવામાં આવે છે. ઉપરના નમન ગીતમાં દેવી-દેવતા, પ્રકૃતિ અને દર્શકોને નમન કરવામાં આવ્યું છે.

સાકળે બારીલા વ વાગદેવા નીંગેલા ,
સાકળે બારીલા વ,
તેલા ગ પોસેલા વ, ભીલ કા પોરેની,
તેલા ગ પોસેલા વ,

આ ગીતમાં કહેવામાં આવ્યું છે કે ડુંગરના સાકળા રસ્તામાંથી વાઘદેવ નીકળ્યો. તે વાઘદેવને ભીલના છોકરાએ પાળ્યો. ડાંગના ભીલો ખાસ કરીને વાઘદેવની પૂજા કરે છે. વન્યજીવો સાથે પોતાનું જીવન એકરુપ થઈ ગયું છે. તેથી ઉપરના ગીતમાં વાઘદેવનું વર્ણન કરેલું છે.

સૂર્યા નીંગેલા ચેરી કોનાલા રે
ઉજેળ પળેલા બોરુમાળાલા,
ઉજેળ પળેલા બોરુમાળાલા રે,
તારા જાતીલ સમદીરાલા,
તારા જાતીલ સમદીરાલા ર,
વાને બાબુની પોથી વાચેલી,
વાને બાબુની પોથી વાચેલી રે,

ગાયી ગોતી નાર વીટી સુતાલા.
સૂર્યા નીંગેલા ચેરી કોનાલા રે
ઉજેળ પળેલા બોરુમાળાલા.

આખી રાત ઠાકર્યાનૃત્ય નાચીને બંધ કરતી વખતે આ ગીત ગાવામાં આવે છે. સવારે સૂર્ય ઉગે તે પહેલાં નૃત્ય બંધ કરવામાં આવે છે, તેથી ઉપરનાં ગીતમાં સવારની પળનું વર્ણન કરવામાં આવ્યું છે. ચારે દિશામાં સૂર્યનું અજવાળુ ફેલાયું, ગાયોનું ધણ આખર પાસે આવી ગયું, હવે આપણે નાચવાનું અને ગાવાનું બંધ કરીએ, એવો ભાવાર્થ ઉપરના ગીતમાં છે.

**ડુંગરદેવના ગીતો**

પોષ મહિનાના પૂનમે ભીલ આદિવાસીઓ ભાયાનૃત્ય લઈને કનસર્યા ગઢ પર જાય છે, ત્યારે દેવગીતો ગાઈને નૃત્ય કરે છે.

કનસરે ગળાલા યેખલી યેખલી બાનુ,
યેખલી યેખલી વ,
સિંદવળ દુરુંગલા યેખલી યેખલી બાનુ,
યેખલી યેખલી વ,

ઉપેજ ગળાલા યેખલી યેખલી બાનુ,
યેખલી યેખલી વ,
નીપેજ ગળાલા યેખલી યેખલી બાનુ,
યેખલી યેખલી વ,
પાયરેગળાલા યેખલી યેખલી બાનુ,
યેખલી યેખલી વ,
ફૂલગળાલા યેખલી યેખલી બાનુ,
યેખલી યેખલી વ,
ફોકળીગળાલા યેખલી યેખલી બાનુ,
યેખલી યેખલી વ,

ભાયાનૃત્યમાં ડુંગરદેવદેવીના ગઢનું નામ લઈને ગીતો ગાવામાં આવે છે. ડુંગરદેવ ડાંગના ભીલોનો ધાર્મિક ઉત્સવ છે. આ ઉત્સવ વખતે ભાયેંમાં જોડાયેલા માણસો દેવદેવીના નામની ગર્જના કરીને નાચે છે. પોષ પૂનમે કનસરાગઢ પર મેળો ભરાય છે. ગામે ગામથી ભાયેં ભેગા થઈને પૂજા કરે છે. પૂજા વખતે નૃત્ય કરે છે.

સેંગળદિપની રાજમાતા નીજરા કરઅ વ,

સેઇ નીજરા કરઅ વ,
નીજરા કરઅ તેલા ભોજના કરા વ,
સેઇ નીજરા કરઅ વ,
ડોંગરેદેવની રાજમાતા નીજરા કરઅ વ,
સેઈ નીજરા કરઅ વ,
નીજરા કરઅ તેલા ભોજના કરા વ,
સેઈ નીજરા કરઅ વ,
ધવળેગીરલા મહાદેવ નીજરા કરઅ વ,
સેઈ નીજરા કરઅ વ,
નીજરા કરઅ તેલા ભોજના કરા વ,
સેઈ નીજરા કરઅ વ,
ખાંભદુરુંગની રાજમાતા નીજરા કરઅ વ,
સેઈ નીજરા કરઅ વ,
નીજરા કરઅ તેલા ભોજના કરા વ,
સેઈ નીજરા કરઅ વ,

ડુંગરદેવ ઉત્સવમાં રસોઈ બનાવે છે, તેથી રસોઈને લગતું ગીત ગાવામાં આવે છે. ઉપરના ગીતમાં

કહયું છે કે સેંગળદિપની દેવી સૂએ છે. તેના માટે રસોઈ બનાવો. આ રીતે ડુગરદેવદેવીના નામ લઈને ગીતો ગાઈને નાચે છે.

સોપારીલા પાળ બાંદીન પાની પાજી દે,
કેળીલા પાળ બાંદીન પાની પાજી દે,
શેરડીલા પાળ બાંદીન પાની પાજી દે,
નારેળીલા પાળ બાંદીન પાની પાજી દે,

ડુંગરદેવના ઉત્સવમાં સોપારી, કેળ, નાળિયેર, શેરડી જેવી વસ્તુઓ પૂજામાં વપરાય છે. તેથી પૂજામાં વપરાતી સામગ્રીનું નામ લઈને ગીત ગવાય છે. ઉપરના ગીતમાં તે ભાવાર્થ જોવા મળે છે.

**હોળીનાં ગીતો**

હોળીના આગળના દિવસે છોકરાંઓ નાની હોળી બનાવે અને બીજા દિવસે પુરુષો મોટી હોળી બનાવે છે. હોળીના સ્થળે બાળકો અને પુરુષો ટુચકાં મોટેથી બોલે છે.

હોયે હોયે હોયે,
બગ ૨ બગ, બગ ૨ બગ,
અ... બંધપાડાના મોઠલા જગ.

ગુ. હોળી હોળી હોળી,
બગલો રે બગલો, બગલો રે બગલો,
એ...બંધપાડા ગામના માણસો આળસુના પીર.

હોયે હોયે હોયે,
ગવર ર ગવર, ગવર ર ગવર,
અ...ગવર માહુન પીકેલ ડવર નીંગના ર.
**ગુ.** હોળી હોળી હોળી,
છાણા રે છાણા, છાણા રે છાણા,
એ...છાણામાંથી સફેદ વાળવાળો ડોસો નીકળ્યો રે.

હોયે હોયે હોયે,
વાટવા ર વાટવા, વાટવા ર વાટવા,
અ...ગીરમાળલા લી પાઠવા ર.
**ગુ.** હોળી હોળી હોળી,
ખલ રે ખલ, ખલ રે ખલ,

એ...ગીરમાળ ગામે પાઠવ્યો રે

હોયે હોયે હોયે,
હીંગ ર હીંગ, હીંગ ર હીંગ
અ...ગાઢીને રાજાના ત હેલાના જ સીંગ.
**ગુ.** હોળી હોળી હોળી,
હીંગ એટલે એક પ્રકારનું વૃક્ષ,
એ...ગાઢવીના રાજાને પાડાના જેવું શિંગડું રે.

નાની હોળીના દિવસે છોકરાંઓ ભોકલા (દરેક ઘરે જમવાનું ઉઘરાવે) માંગે ત્યારે ટુચકાં ગાયે છે. સૌથી પહેલાં ગામમાં પાટિલના ઘરે ભોકલા માંગે છે.

ભો ભોકલા ભોલે રે ભોકુલિયા,
ભો ભોકલા ભોલે રે ભોકુલિયા,
દામદળવળ દે પાટિલ ખરવડ,
દામદળવળ દે પાટિલ ખરવડ,
ભો ભોકલા ભોલે ભોકુલિયા,

ભો ભોકલા ભોલે ભોકુલિયા.

બીજા ઘરે માંગે ત્યારે નીચે મુજબ ટુચકાં ગાયે છે.
ભો ભોકલા ભોલે રે ભોકુલિયા,
તાને ધનુ તાનેલા,
સસા ઇંદી પાળેલા,
આતળ પાતળ બુરાંડું,
તેવર પડઅ મોહવર,

ભો ભોકલા ભોલે રે ભોકુલિયા,
યે ઘરનાં કેવ ગ્યાંત,
ટોકર ફોળી રાગી ગ્યાંત,

ભો ભોકલા ભોલે રે ભોકુલિયા,
આળેલા ચીંમતી,
ઘર ધનીસ કિંમતી,

ભો ભોકલા ભોલે રે ભોકુલિયા,
વળી વળી કોળસા પીસોળી ગવસા,
આંબેલ સે ભેંડા હાથ ભર સેંડાં,
ભો ભોકલા ભોલે રે ભોકુલિયા.

મોટી હોળીનદિવસે હોળી સળગાવતી વખતે હોળીને ફરતે પાંચ ફેરા ફરીને નાચે છે.

**હોળે બાઈ તું ભોળી રે,**
પહિલા ફાપર ચળાવતો,
હોળે બાઈ તું ભોળી રે,
પહિલા પાપળ ચળાવતો,
હોળે બાઈ તું ભોળી રે,
પહિલા વાટી ચળાવતો,
હોળે બાઈ તું ભોળી રે,
પહિલા સીતર ચળાવતો,

હોળે બાઈ તું ભોળી રે,
પહિલા હારડા ચળાવતો,

હોળીબહેન ભોળી છે, એટલે સૌથી પહેલાં લાકડાંની ભેટ ચડાવીએ. ત્યાર પછી પાપડ, કોપરું, ફાટેલું સુપડું અને હારડા(પતાસા)ની ભેટ ચડાવીશું, એવું ગીતમાં કહેવામાં આવ્યું છે. આ બધો હોળી બહેનનો સાજ શણગાર છે, એવું ભીલો માને છે.

**ઘેરૈયાનું ગીત**

લાલાહીં દીજો ૨ શીરીષના કોંગલ્યા,
લાલાહીં દીજો,
દાળેગુળ દીજો ૨ શીરીષના કોંગલ્યા,
દાળેગુળ દીજો,
અ...તાતાં ભરી લાગનાં ૨.

ઘેરૈયાઓ હાટ બજારમાં અને ગામે ગામ આનંદ ઉલ્લાસથી માંગતા ફરે છે, ત્યારે તેઓ ગીત ગાયે છે કે જલદી આપો રે ઘેરૈયાઓને, દાળિયાગોળ આપજો રે ઘેરૈયાઓને. તેઓ કમરે ઘુઘરા બાંધીને ગીત ગાઈને નૃત્ય કરે છે. વેપારીઓ પૈસા અથવા ખાવાની ચીજવસ્તુઓ આપે છે.

પૈસા સાટી રડઅ યો ર ઝીંગારે ટો,
પૈસા સાટી રડઅ યો ર ઝીંગારે ટો,
લાલાહીં દીજો ર,
અ...તાતાં ભરી લાગનાં ર.

ડાંગના ભીલોમાં હોળી વખતે નાના બાળકો પણ ઘેરૈયા બને છે. બાળકો આ ગીત ગાઈને નાચે ત્યારે પૈસા આપે છે.

પોઆ પોસે ઘુંગેરીલા ઘરઅ જાંવદે,
ઢોલે પોરેલા નવરી સોદું દે.

ઘેરૈયાઓ ઢોલ વગાડીને નાચે છે. આ પંકિત ઢોલ વગાડનારને ઉદ્દેશીને ગાવામાં આવે છે. ગીતમાં કહેવામાં આવ્યું છે કે છોકરીઓ અહીંથી ભાગો, હવે ભમરીને ઘરે જવા દો. ઢોલ વગાડનાર છોકરા માટે કન્યા શોધવાની છે.

**લગ્નગીત**

ડાંગના ભીલો સગાઈને બોલપેન કહે છે. બંને પક્ષ વચ્ચે બોલી કરાર થાય, એટલે બોલપેન કહે છે.

**બોલપેનનું ગીત**

લીંબુ તોડાયે નાય વ કોની,
મામા પટવા તુમચી મુલીલા,
ચીકુ તોડાયે નાય વ કોની,
મામા પટવા તુમચી મુલીલા,
આંબા તોડાયે નાય વ કોની,
મામા પટવા તુમચી મુલીલા.

વરપક્ષની બહેનો ઉપરનું ગીત ગાયે છે. આ ગીતમાં કહેવામાં આવ્યું છે કે લીંબુ તોડવા માટે કોઈ નથી. મામા તમારી કન્યાને મનાવો, જેથી કરીને તે અમને મદદગાર બને. લીંબુ તોડવાના પ્રતિકથી સંસારની વાત કરવામાં આવી છે. જો કન્યા પરણીને ઘરમાં આવશે તો ઘરનું વાતાવરણ સુખમય બનશે.

જાન છોકરીના ઘરે આવે ત્યારે વરપક્ષવાળા નીચેનું ગીત ગાય છે.

ડોંગર ચળી ચળી વને વ પાંય ભંગાયે,
આમને રાસુલા સાંગજો વ પાની ધગાયે,
આમને રાસુલા સાંગજો વ પાની ધગાયે,
ડોંગર ચળી ચળી વને વ પાંય ભંગાયે,
આમને સવુલા સાંગજો વ પાની ધગાયે,
આમને સવુલા સાંગજો વ પાની ધગાયે,

ડોંગર ચળી ચળી વને વ પાંય ભંગાયે.

પહેલાનાં સમયમાં જાન મોટે ભાગે પગે ચાલીને જતી હતી. વરરાજાનું ગામ ગમે તેટલું દુર હોય તો પણ પગે ચાલીને જતા હતા. આ જાન ડુંગર, ખીણ, જંગલમાંથી પસાર થાય છે. જાનૈયાઓ થાકીને લોથપોથ થઈ  જતા હતા. જાન કન્યાના ઘરે આવી પહોચે ત્યારે ધોતિયાનો તળાવા(ચાર સ્ત્રીઓ ધોતિયાના છેડાને ઉચો હાથ કરીને પકડી રાખે) પકડીને જનૈયાઓનું સ્વાગત કરે છે. ત્યાર પછી માંડવામાં બેસીને ઉપરનું ગીત ગાયે છે.

**દેહવારા પૂજનાના ગીતો**

ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ગોની ભરીલ કુકવાચે,
ગોની લુટીલ તઆમેરઅ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ગોની ભરીલ સેંદુરાચે,
ગોની લુટીલ તઆમેરઅ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,

ગોની ભરીલ ચોખાચે,
ગોની લુટીલ તઆમેરઅ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ગોની ભરીલ ડાળચે,
ગોની લુટીલ તઆમેરઅ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ.

ઉપરનું ગીત દેહવારા પૂજનની વિધિ વખતે ગવાય છે. દેહવારા પૂજનની વિધિમાં કંકુ, સીંદુર, ચોખા, ખાંડ જેવી પૂજાની સામગ્રીની જરુર પડે છે. તેથી પૂજાની સામગ્રીનું નામ લઈને ગાવામાં આવ્યું છે.

દરેની કાઠી લવલવ કરઅ,
ભારજા દેહવારા બસલી,
ભારજા કોનાલા બોલવઅ,
ભરજા માઈલા બોલવઅ,
દરેની કાઠી લવલવ કરઅ,
ભારજા દેહવારા બસલી,
ભારજા કોનાલા બોલવઅ,

ભારજા બાપાલા બોલવઅ,
દરેની કાઠી લવલવ કરઅ,
ભારજા દેહવારા બસલી,
ભારજા કોનાલા બોલવઅ,
ભારજા ભાવુલા બોલવઅ,
દરેની કાઠી લવલવ કરઅ,
ભારજા દેહવારા બસલી,
ભારજા કોનાલા બોલવઅ,
ભારજા બઈનલા બોલવઅ.

દેહવારા પૂજનની વિધિમાં ગામ, કુટુંબના માણસો ભેગા થાય છે. આ સમયે કન્યાના મા બાપ, ભાઈ, બહેનને પણ હાજર રહેવા માટે કહેવામાં આવ્યું છે. તે વર્ણન ઉપરના ગીતમાં ગાવામાં આવ્યું છે.

વાકી તીકી વ પાયેરુ,
પાય કુઠ વ થેવું નારી,
દિવા કુઠ વ લાવું જી,
સાસરે બસીલ બાજે વરી,
જાંવ કને વાટલા, યેંવ કને વાટલા,

વાકી તીકી વ પાયેરુ,
પાય કુઠ વ થેવું નારી,
દિવા કુઠ વ લાવું જી,
સાસુ બસીલ બાજે વરી,
જાંવ કને વાટલા, યેંવ કને વાટલા,
વાકી તીકી વ પાયેરુ,
પાય કુઠ વ થેવું નારી,
દિવા કુઠ વ લાવું જી,
જેઠુ બસીલ બાજે વરી,
જાંવ કને વાટલા, યેંવ કને વાટલા,
વાકી તીકી વ પાયેરુ,
પાય કુઠ વ થેવું નારી,
દિવા કુઠ વ લાવું જી,
દેરુ બસીલ બાજે વરી,
જાંવ કને વાટલા, યેંવ કને વાટલા,
વાકી તીકી વ પાયેરુ,

પાય કુઠ વ થેવું નારી,
દિવા કુઠ વ લાવું જી.

દેહવારા પૂજીને પછી લગ્નની સાડી પહેરીને કન્યા કુટુંબના વડીલોને પગે લાગે છે. સાસુ, સસરા, જેઠ, દિયરને પગે લાગવા કન્યાં મડંપમાં જાય છે. તે સમયે ગાનારનીઓ ઉપરનું ગીત ગાય છે.

**પીઠીનાં ગીત**

ડાંગના ભીલ આદિવાસીઓ લગ્ન વખતે પીઠી લગાડે છે, તેથી પીઠી લગાડવાની વિધિના ગીતો ગાય છે.

હળદા ચડીલ વ પાયલા મેજી વ ,
હળદા ચડીલ વ માંડીલા મેજી વ ,
હળદા ચડીલ વ જાંગા મેજી વ ,
હળદા ચડીલ વ કંબરે મેજી વ ,
હળદા ચડીલ વ સાતીચે મેજી વ ,
હળદા ચડીલ વ ઘોગીચે મેજી વ ,
હળદા ચડીલ વ મસ્તકે મેજી વ ,

હળદા બાયી વ પુરન ઝાલી વ.

આ ગીત પીઠી લગાડતી વખતે ગાવામાં આવે છે. સૌથી પહેલાં પીઠી પગને લગાડે છે અને પછી ઘુટણ, કમર, છાતી, ગળું અને માથા ઉપર ચડાવે છે. તેનું વર્ણન આ ગીતમાં છે.

નીળા પાતળ હળદી ભરીત,
બાઈચેગ લગનાલા,
બાપુ માજા દોન દિવસાચા,
સાસરે માજા જલમાચા,
નીળા પાતળ હળદી ભરીત,
બાઈચેગ લગનાલા,
માયી વ માજી દોન દિવસાચી,
સાસુ માજી જલમાચી,
નીળા પાતળ હળદી ભરીત,
બાઈચેગ લગનાલા,
ભાવુ માજા દોન દિવસાચા,
દેરુ માજા જલમાચા,
નીળા પાતળ હળદી ભરીત,

બાઈચેગ લગનાલા,
બઈન માજી દોન દિવસાચી,
નંદ માજી જલમાચી.

ડાંગના ભીલ આદિવાસીઓના લગ્નમાં કન્યાને લીલા કલરના કપડાં પહેરાવે છે. પહેલેથી ચાલી આવેલો આ રિવાજ છે. ઉપરના ગીતમાં કહેવામાં આવ્યું છે કે બહેનના લીલા કપડાં પર હળદર લગાડેલી છે. તે જીવનની છેલ્લી ઘડી સુધીનો સંબંધ છે એવું સમજાવે છે. માતાપિતા બે દિવસ માટે સાથે છે, જયારે સાસુ સસરાનો મરતા સુધીનો સાથ છે. તે ભાવાર્થ આ ગીતમાં છે.

લાલ હળદુચા ડાગ વ પડી,
લે તું નીંગી લે સાસરી,
માયીની મયે સોળી દે તું સાસુની મયે ઝાલી લે,
લાલ હળદુચા ડાગ વ પડી,
લે તું નીંગી લે સાસરી,
બાપાની મયે સોળી દે તું સાસરેની મયે ઝાલી લે,
લાલ હળદુચા ડાગ વ પડી,
લે તું નીંગી લે સાસરી,
ભાવુની મયે સોળી દે તું દેરુની મયે ઝાલી લે,

લાલ હળદુચા ડાગ વ પડી,
લે તું નીંગી લે સાસરી,
બઈનની મયે સોળી દે તું નંદની મયે ઝાલી લે,
લાલ હળદુચા ડાગ વ પડી,
લે તું નીંગી લે સાસરી.

ડાંગના ભીલોમાં વરરાજાને ધોતિયું ઓઢાડવાનો રિવાજ છે. પીઠી લગાડે ત્યારે તેના પર લાલ દાગ પડી જાય છે, તેથી ઉપરના ગીતમાં કહેવામાં આવ્યું છે કે હળદરના લાલ દાગ પડી ગયા છે, હવે માબાપ, ભાઈ, બહેનની માયા છોડી દે અને સાસુ, સસરા, દિયર અને નણંદની માયા ઝાલી લે. તેનું વર્ણન આ ગીતમાં છે.

હળદુય ઉડઅ, ઉડઅ વ સળકેલા,
યે માઇ યેવ, યેવ વ લગનેલા,
હળદુય ઉડઅ, ઉડઅ વ સળકેલા,
યે બાપા યેવ, યેવ વ લગનેલા,
હળદુય ઉડઅ, ઉડઅ વ સળકેલા,
યે ભાવુ યેવ, યેવ વ લગનેલા,
હળદુય ઉડઅ, ઉડઅ વ સળકેલા,

યે બઈન યેવ, યેવ વ લગનેલા.

વરરાજાની જાન નીકળે ત્યારે આજુબાજુનું વાતાવરણ પીઠીના સુંગંધથી સુગંધિત બને છે. તેનું વર્ણન ઉપરના ગીતમાં છે.

**ફટાણાં**

હિરા ચમકે હિરા ચમકે વ બેના
ઈસખંડી ગાંવે હિરા ચમકે,
બુટ પોવી લે, સુટ પોવી લે ર સીવલ
કુંવારે જિંદગીમાં લાઈન મારી લે,
હિરા ચમકે હિરા ચમકે વ બેના
કસારબારી ગાંવે હિરા ચમકે,
બુટ પોવી લે, સુટ પોવી લે ર જમસ
કુંવારે જિંદગીમાં લાઈન મારી લે,
હિરા ચમકે હિરા ચમકે વ બેના
ઈસખંડી ગાંવે હિરા ચમકે.

જાન કન્યાના ઘરે આવે ત્યારે સખીઓ ફટાણાં ગાયે છે. આ ગીતમાં ગાવામાં આવ્યું છે કે ઈસખંડી ગામમાં હિરા ચમકે છે, ભાઈ તું સુટ,બુટ પહેરીને કુંવારી જિંદગી છે, એટલે છોકરીને પટાવી લે. આ ગીત વરરાજાને ઉદ્દેશીને ગાવામાં આવે છે.

સાદડી કાય ધામોડી ભાવુ આપલે ગાવારી,
દેખાં તુમનાં ગીરમાળ પાનીની કાઆરી,
દેખા આમના ધુળદા ગાંવ પાનીની હવારી,
સાદડી કાય ધામોડી ભાવુ આપલે ગાવારી,
દેખાં તુમનાં ગીરમાળ ટાટકાચી કાઆરી,
દેખા આમના ધુળદા ગાંવ ટાટકાચી હવારી.

જાન આવે ત્યારે કન્યાના ઘરે કેટલીક વ્યવસ્થાની જરૂર પડે છે, જેમ કે જાનૈયાઓને પાણી આપવું, મંડપ નીચે પાથરણુ પાથરવું. વહેલું મોડું થાય ત્યારે વરપક્ષની ગાનારનીઓ ફટાણાં ગાય છે. ઉપરના ફટાણાંમાં કહેવામાં આવ્યું છે કે આમારા ગામમાં તો બધી જ સુવિધા છે, પરંતુ તમારા ગામમાં તો પીવાનું પાણી અને પાથરણાની અછત છે. ડાંગના કેટલાક ગામોમાં પીવાના પાણીની તંગી હોવાથી લગ્ન વખતે આવા ગીતો ગવાય તે સ્વભાવિક છે.

ડોંગરુ વરી બારીકલી વ સારુકલી ડોંગરુ વરી,

નવરાના વરાળે બારીકલાં વ સારુકલાં,
ડોંગરુ વરી બારીકલી વ સારુકલી ડોંગરુ વરી,
નવરાના કાહાળકર બારીકલા વ સારુકલા,
ડોંગરુ વરી બારીકલી વ સારુકલી ડોંગરુ વરી,
નવરાને ગાનારની બારીકલે વ સારુકલે,
ડોંગરુ વરી બારીકલી વ સારુકલી ડોંગરુ વરી.

ગીતના મૂળ વાકયમાં ગાવામાં આવ્યું છે કે ડુંગર પર રોપેલી વરાઈના છોડવાં નાનાં હોય છે, તેવી જ રીતે વરરાજાના જાનૈયાઓ પણ નાનલાં અને બટુકળાં છે. વરરાજાના જાનૈયા, ગાનારનીઓ, કાહાળકર, ઢોલગ્યા અને નગારકર વરાઈના છોડની જેમ નાનલાં છે, ઉપરનાં ગીતનો એવો ભવાર્થ છે.

હાતમાં મેંદીના કલર સોડ
સોડ વ બેના હાતમાં મેંદીના કલર સોડ
માયીની મયે સોડ
સોડ વ બેના હાતમાં મેંદીના કલર સોડ,
હાતમાં મેંદીના કલર સોડ
સોડ વ બેના હાતમાં મેંદીના કલર સોડ

બાપાની મયે સોડ
સોડ વ બેના હાતમાં મેંદીના કલર સોડ
હાતમાં મેંદીના કલર સોડ
સોડ વ બેના હાતમાં મેંદીના કલર સોડ.

આ ગીત કન્યાની બેનપણીઓ ગાય છે. તેઓ કહે છે કે માતાપિતા, ભાઈ, બહેનની માયા છોડીને હવે હાથમાં મહેંદી પાડી લે અને સાસુ, સસરા, દિયર, નણદને હવે ઝાલી લે. અહીં મહેદીનો કલર એ સુખમય જીવનનું પ્રતિક છે.

રસ્તેલા કોનઅ ચાલઅ શીરીદારુય,
રસ્તેલા કોનઅ ચાલઅ,
રસ્તેલા વસંન ચાલઅ શીરીદારુય,
રસ્તેલા વસંન ચાલઅ,
તેને માગુન સોની ચાલઅ શીરીદારુય,
તેને માગુન સોની ચાલઅ,
રસ્તેલા કોનઅ ચાલઅ શીરીદારુય,
રસ્તેલા કોનઅ ચાલઅ.

જાનૈયાઓ રસ્તામાં ચાલે ત્યારે વરરાજાને ઉદ્દેશીને આ ગીત ગવાય છે. રસ્તામાં વસંત આગળ ચાલે છે અને તેની પાછળ સોની ચાલે છે, એવું વર્ણન કરેલું છે.

## પ્રકિર્ણ સાહિત્ય

### કહેવતો

બોધરુપ, દ્દષ્ટાંતરુપ વાકયો કે વચનો એટલે કહેવતો. ડાંગના ભીલોની ભાષામાં પણ કહેવતો છે. કોઈ યોગ્ય સમયે પ્રભાવશાળી વાત કહેવા માટે તેઓ કહેવતોનો પ્રયોગ કરે છે. જીવનની વાસ્તવિક ઘટનાઓ અને માનવ નિરીક્ષણ શક્તિએ કહેવતોને જન્મ આપ્યો. જે સમય જતાં રુઢ થઈ ગઈ. આ કહેવતોમાં ભીલ સમાજની સામાજિક, સાંસ્કૃતિક અને પ્રાદેશિક લાક્ષણિકતાઓ પ્રગટ થાય છે.

(૧) આંધળા ગોઠી લાવઅ અની બીહરા જાય ઉઠી.

ગુ. આંધળો વાત કરે અને બહેરો ઊઠી જાય.

(૨) ઉંદીરના જીવ જાય અની માંજરના તમાસા હુય.

ગુ. ઉંદરનો જીવ જાય અને બિલાડીનો તમાસો થાય.

(૩) રાજાની હઠ અની બાળ હઠ યેકજ.

ગુ. રાજાની હઠ અને બાળકની હઠ એક જ.

(૪) ભીલ ત વાઘના પીલ.

ગુ. ભીલ તો વાઘનાં બચ્ચાં.

(૫) માનષાં પીહે ને ગત રંગ બદલતાંહાં.

ગુ. માણસો કાંચીડાની જેમ રંગ બદલે છે.

(૬) માખીલા પીઠ ખાંવદેય નીહી.

ગુ. માખીને પણ લોટ ખાવા ન દે.

(૭) મૂત પી ન ભૂત બનહ.

ગુ. દારુ પીને ભૂત બને છે.

(૮) મદને માખ સારકી હિંડ.

ગુ. મધની માખની જેમ ફરવાની વૃતિ.

(૯) ભીતલાહી કાન રહતાહા.

ગુ. ભીંતને પણ કાન હોય છે.

(૧૦) બાર ઘાટના પાની પીનાંહાંવ.

ગુ. મેં બાર ઘાટનું પાણી પીધેલું છે.

(૧૨) પાપના ઘળા ભરાયજહ.

ગુ. પાપનો ઘડો ભરાય છે.

(૧૩) પોટ વર પાંય દેહે.

ગુ. પેટ પર પગ મુકવું.

(૧૪) દુરના ડોંગર દુરહુનજ બેસ દિસત.

ગુ. દુરનો ડુંગર દુરથી જ રળિયામણો લાગે છે.

(૧૫) ઠગઅ તો જગઅ.

ગુ. ઠગે તે જીવે.

(૧૬) પોસી ત બા ગરીબ ગાયને ગત.

ગુ. છોકરી તો ગરીબ ગાયના જેવી.

(૧૭) અખા જ દિસ યોક સારકા જ ની રહત.

ગુ. બધા જ દિવસો સરખા જ હોતા નથી.

**ઉખાણા**

ઉખાણા મનોરંજન માટે પૂછવામાં આવે છે. તેમજ બુધ્ધિની પરીક્ષા માટે પણ ઉખાણા પૂછાય છે. બાળકો, વૃધ્ધો અને યુવાનો માટે ખાસ મનોરંજનનું સાધન છે. ઉખાણામાં અવલોકન, કલ્પના, બુધ્ધિ અને સૃષ્ટિ સાથેનું તાદાત્મ્ય અને ચોટદાર અભિવ્યકિત હોય છે. વિવિધ વિષયનાં અનુસંધાનમાં ઉખાણા પુછે છે. જેમ કે ખેતી, વનસ્પતિ, પશુ-પંખી, આકાશ, માનવક્રિયાઓ.

(૧) વરહુન પાલે બોકુળ આના તેનાં બા સાત પૂળા આંગળાં. - કાંદા

**ગુ.** સાત જોડી કપડાં પહેરીને બકરો આવ્યો. -કાંદો

(૨) બાંદેલ ઘોળી ચુંબુત મુતઅ. - ઘર

**ગુ.** બાંધેલી ઘોડી ચારે તરફ મુતરે. - ઘર

(૩ ) મોઠે ડોંગરલા ઢોંગી ડોસી પાખળહ. - ચવાં

| | |
|---|---|
| **ગુ.** મોટા ડુંગરે વાંકી ડોસી સુપડામાં અનાજ ઝાટકે. | -જંગલી કેળ |
| (૪) મોઠે દગળ ખાલ દાથરે અસે. | - વાદી |
| **ગુ.** મોટા પથ્થર નીચે દાતરડું. | - કાટાવાળી માછલી |
| (૫) ધવળી ઘોડી ઉળત જાય. | - રાખાળી |
| **ગુ.** સફેદ ઘોડી કુદતી જાય. | - રાખોડી |
| (૬) અખે બાયકાસા યોકુ જ નવરા. | - ઈહરા |
| **ગુ.** બધી સ્ત્રીઓનો એક જ ધણી. | - ઝરો |
| (૭)બારીક પોસીનાં કાન ભરી ઝુળકયાં. | - મીરચ્યાં |
| **ગુ.** નાની છોકરીનાં કાનમાં કુંડલાં. | - મરચાં |
| (૮)ભુજેલ કોંબળી ખાંદુન ખાંદેલા હિંડઅ. | - કુરાળ |
| **ગુ.** સેકેલી મરઘી ડાળીએ ડાળીએ ફરે. | -કુહાડી |
| (૯) ટુન ટુન ટુગલી, નયમાં બગલી, | |
| અખી રાત ઉજગરા કરશીલ તરી હાતમાં ની યે. | -ઉંબરનાં ફૂલાં |

**ગુ.** ટુન ટુન ટુગલી, નદીમાં બગલી

આખી રાત ઉજાગરા કરો તો પણ હાથમાં નહી આવે. -ઉંબરાનાં ફૂલો

(૧૦) બારીક પોસી ઘર રાખઅ. -ટાઆં

**ગુ.** નાની છોકરી ઘર સાચવે. -તાળું

**રૂઢિપ્રયોગ**

રુઢિપ્રયોગ એટલે ભાષામાં રુઢ થયેલો ભાષાપ્રયોગ. આ પ્રયોગમાં અનુભવવાણી લોકમુખે જન્મેથી જ છે અને થોડામાં ઘણું કહી જાય છે. ખાસ કરીને વકતવ્યની ભાષાને અસરકારક બનાવવા માટે શબ્દપ્રયોગની લઢણનો ઉપયોગ થાય છે. ભીલોના વ્યવહારની ભાષામાં રુઢિપ્રયોગો સાંભળવા મળે છે.

(૧) દેખવાયજ નીહીં- અદેખાઈ કરવી

કોનીહીં બેસ કામ કરઅ તાહાં માનષાંસાહલા દેખવાયજ નીહીં.

**ગુ.** કોઈ સારું કામ કરે ત્યારે માણસો અદેખાઈ કરે છે.

(૨)કોમાયજી જાય- કરમાઈ જવું
ખુળેલ ભાજી કોમાયજી જાહા.
**ગુ.** તોડેલી ભાજી કરમાઈ જાય છે.

(૩) દેવ પૂંજુલા- દેવને પૂંજવું
ભીલાં બારસીને દિસ ગાવદેવ પૂંજતાહાં.
**ગુ.** ભીલો વાઘબારસના દિવસે ગામદેવ પૂંજે છે.

(૪) હાકલી કાળઅ- હાંકી કાઢવું
ધવળી ગાયલા વાળામસુન હાકલી કાળ.
**ગુ.** ધોળી ગાયને વાડામાંથી હાંકી કાઢ.

(૫) હાતી કરીન- જાણી જોઈને

થોળાંક માનષાં હાતી કરીનઅ ભૂલ કરતાંહાં.

**ગુ.** કેટલાક માણસો જાણી જોઈને ભૂલ કરે છે.

(૬) જીવ ટાકી દીદા- પ્રાણ નીકળી જવો

રાંડકી બાયકોના યેકના યેક પોસાની જીવ ટાકી દીદા.

**ગુ.** વિધવા સ્ત્રીનો એકના એક છોકરાએ પ્રાણ ત્યજી દીધો.

(૭) ઝાળ પીલવાયનાં- ઝાડને કૂંપણો ફૂટવી

બોરુમાળને ડોંગર વરલાં ઝાળાં પીલવાયજી ગ્યાંત.

**ગુ.** બોરુમાળ ડુંગર ઉપરના ઝાડવાઓને કૂંપણો ફૂટી.

(૮) ઝુંજુકરાં પળનાં- અંધારું પડયું

ઝુંજુકરાં પળુલા આનેલ તાહાં માં ઘરઅ આનેલ.

**ગુ.** અંધારું પડવા લાગેલું એટલે હું ઘરે આવ્યો.

(૯) પેન પેવલા - સગાઈ કરવી

આજકાલના પોસા પેન પીયેલ વગર બાયકા લી યેતાહા.

**ગુ.** આજકાલના છોકરાઓ સગાઈ કર્યા વિના પત્ની લઈ આવે છે.

(૧૦) પાઠી લાગના - પાછળ પડવું

ખળે બોકળીલા પાઠી લાગના.

**ગુ.** વાઘ બકરી પાછળ પડયો.

(૧૧) બાટવી દેવલા- મેલું કરવું

ભૂતાળેસીં આમનાં ગાંવ બાટવી દીદાં.

**ગુ.** ડાકણોએ અમારું ગામ મેલું કરી દીધું.

(૧૨) પોટાળી બાયકો - ગર્ભવતી સ્ત્રી
પોટાળી બાયકોની પકાં કામ કરુલા.
**ગુ.** ગર્ભવતી સ્ત્રીએ ખુબ કામ કરવું.

**હાલરડાં**

ભીલ આદિવાસી બહેનો બાળકને સુવડાવતી વખતે હાલરડું ગાયે છે. હાલરડાંનો મધુર લય અને તાલયુકત ધ્વનિ બાળકનાં મન અને શરીરને આનંદ આપે છે. માતા દ્વારા ગવાંતાં કે ભાઈને પોઢાડવા બહેન દ્વારા ગવાતાં હાલરડાંઓ પ્રચલિત છે.

બાબાની આયા ડોંગરલા જાયજો,
આલાપાલા ખાયજો,
બાબાલા દુદું દુદું લયજો વ.

બાળકની માતા જંગલમાં લાકડાં લેવા જાય કે કામ કરવા જાય, ત્યારે આ હાલરડું બહેન ગાય છે. ભાઈ રડે ત્યારે કહે છે કે આયા ડુંગરે ગઈ છે. તારા માટે ખાવાનું લઈ આવશે. આ રીતે બહેન હાલરડું

ગાય છે. ડાંગી ભીલ સમાજમાં મોટે ભાગે છોકરાંઓ નાના બાળકોને સાચવે છે. તેથી તેમની પાસેથી હાલરડાંઓ મળે છે. તે ઉપરાંત દાદા-દાદી પણ હાલરડાં ગાય છે.

આમને બાબાલા નીજઅ યેતીવ,
હો...બાબા ર...બાબા,
નીજી જાયજો બાબા.

આ હાલરડું દાદી ગાય છે. તેમાં બાળક પ્રત્યેનો પ્રેમભાવ વ્યકત થયેલો છે. બાળકની માતા ખેતરમાં કામ કરવા જાય કે જંગલમાં લાકડાં લેવા જાય ત્યારે દાદા અથવા દાદી છોકરાંને રાખે છે. કોઈક વાર બાળક રડે ત્યારે ઝોળીમાં નાખીને દાદી મધુર લયમાં હાલરડાં ગાય છે.

### વાર્તા

ડાંગના ભીલોમાં ભૂત-પ્રેત, દેવી-દેવતાનો ચમત્કાર, સૃષ્ટિની ઉત્પતિ, પશુ-પંખીઓ, ડુંગર-પહાડો, આપતિઓ, રાક્ષસ, ડાકણ જેવી અનેક મૌખિક કથાઓ છે. કથાની શૈલી સાદી અને સરળ છે. કથક પોતાને અનુકૂળ લાગે તે શૈલીમાં ઘડે છે અને સામાન્ય વાતચીતની ભાષામાં રજૂ કરે છે. આ કથાઓમાં માનવીય સભ્યતા અને સંસ્કૃતિના અંશો જોવા મળે છે.

**ઝાંઝુ ગવળી**

ઝાંઝુ ગવળી અનઅ રેવે ગવળી દોની સેજાસ. તે શિકારના પકા શોકીન. યક દિસ તે કૂતરીલા લીસનઅ ઝાળીલા શિકારીલા ગેત. જાતાં જાતાં ઝાળીમાં તેહલા મોઠી ગોહર નદરઅ પડની. દોની સેજાસ અનઅ કુતરી તેને મગુન લાગનાંત. ગોહર ચુંબુત તેહલા ફિરવઅ. માવલી ગોહરના રુપ લીન તેહલા નદરઅ પડનેલ. તી તેહલા ઝાળીમાં દુર લી ગય અનઅ ચમત્કાર દાખવઅ હ. પન તે શિકારીને લોભમાં જાયેંજ કરઅત.

ડોંગર પાસીં યીનઅ ગોહર સાગને ઝાળ વર ચળી ગય. ઝાંઝુ અનઅ રેવે બુટે યેવ તેવ ગવસત પન કાંહી નીહી. કૂતરીલા ઝાળ પાસી વાસ લાગના. વર હેરત તાંવત ગોહર ઝાળવર. ગોહરલા બુટે પાળુલા રેવે સાગ વર ચળના. તો ગોહરને નજીક ગે અનઅ તીની જોર કરાં. ગોહર રેવેલા હાની ટાકીન બુટે ઉળી પળની. કૂતરીને પાયમાહુન નીંગની અનઅ દુરુંગમાં ભરાયજી ગય.

ઝાંઝુ અનઅ રેવે તેને માગઅ લાગનાત, કૂતરી દુરુંગને દારસીં જાય ન અટકની. ઝાંઝુ સાંગઅ, યી ર અઠઅ ભરાયજી ગય. આતાં કીસાક કરી કાહળું. ગોહરને લાલચમાં દુરુંગને દાર પાસી ઇસતો પેટવી ન ધુવાદારી કરી દીનાત.

રેવે સાંગઅ, આતાં ત ખરાંજ ગોહર મરી જાઈલ. દુરુંગને દારસીં ધુવાધારી હુઈ ગય. ઝાંઝુ ડોંગર વર ચળી ન હેરુલા લાગના. મોઠલે મોઠલે ડોંગરમાહુન ઢુકટ નીંગુલા લાગના. ઝાંઝુ સાંગઅ આતાં ત ખરાંજ ગોહર મરી ગય હવી. આતાં આપલે કાહળું. દોની જનસીં ધોતિરને સાલવા સોળેત. સાલવા સાંદલીન યક સેળા ઝાંઝુની પાયલા બાંદા અનઅ યક સેળા રેવેને હાતમાં દીદા. ગોહર હવી તાહાં માં સેડા

આસટી દીન, તાહાં તું માલા આસટી લીજોસ. ઈસાં સાંગી ન ઝાંઝુ દુરુંગમાં ભરાયજી ગ્યા. તો ભરાયના તીસા જ માવલેસીં તેલા ધરી લીદાં. દુરુંગમાં તેલા માવલે ભગતી શીખવુલા લાગનેત. રેવે દુરુંગને દારાસીં પકા વાટ હેરઅ, આતાં જ ઝાંઝુ નીંગહ કાય ઘળે જ નીંગહ, કાહી નાદા નોકો પતા. વાટ હેરતાં જ દિસ બુળુલા આના, રેવે ધોતિરના સેળા આસટી હેરઅ તાંવ ત કાંહી નીહી.

રેવે ગવળી કૂતરીલા લીસનઅ ઘરઅ ગે. ઘરઅ જાય ન રેવે ઈચાર કરઅ કાય, આતાં માં ઘરને માનસાસાહલા કાય સાંગું, મોઠા જીવ કરીન તો મગઅ ઝાંઝુને બાયકોલા સાંગહ કાય, આમી શિકારીલા ગયલા તઠઅ યક બીના બનનીહી. ગોહર સાટી ઝાંઝુ દુરુંગમાં ભરાયના અનઅ માગુન નીંગના જ નીહી, આતાં કાય કરુ આયા. યી ગોટ આયકી ન ઘરનાં સારા માનસાં રડુલા લાગનાંત.

કાય ર બા, ઝાંઝુલા આતાં કઠઅ ગવસું. તે રાતલા રેવેગવળીલા સપન પળનાં. સપનામાં સાતસવરી માવલી સાંગઅ કાય, પોષ પૂનવને આઠ દિસ પુળઅ ઝાંઝુ સે ઘરઅ ભાયેં બીસવજા, વચની પાળજા, ભગતી કરજા અનઅ ભાયેં લી નઅ દુરુંગ સીં યીજા. મગઅ ઝાંઝુલા દવાળું, ઇસાં કરી ન માવલે સી સપનમાં સાંગાંઆ.

માવલે સીં ઝાંઝુલા ભગતી શીકવુલા લાવી. યક સવઅ રેવેનીં ભાયેં બીસતાં કેંત. યી સારી કરામત માવલેસી હતી. પોષ પૂનવને પુળઅ રેવેનીં ભાયેં રાખાંત, વચનના પાળન કેં, માગુન રેવે ભાયેં લીસન દુરુંગ વર ગ્યા. તાહાં ઝાંઝુ દુરુંગમાસુન બાહેર નીંગના. તઠુન પાસુન લોક ભાયેં રાખત.

ભાયેંમાં ઝાંઝુ ગવળી અનઅ રેવે ગવળીની ભગતી ચાલહ. યે દોની સેજાસ સાત સવરે માવલેસા

મોઠલા ભગત. ભીલ આદિવસી નાચીખુંદી ન માવલેસી ભગતી કરતાહા.

(ડુંગરદેવ ઉત્સવ ડાંગના ભીલ આદિવાસીઓનો ધાર્મિક ઉત્સવ છે. ઝાંઝુગવળી અને રેવેગવળી ડુંગરદેવના ભગતો છે. તેઓ શિકારના શોખીન હતા. માવલીઓ ઝાંઝુને ગુફામાં ખેચી જાય છે અને ભગતી શીખવે છે. એક તરફ ઝાંઝુ ગુમ થાય છે, તેની ચિંતા રેવેને થાય છે. ડુંગરદેવીઓ રેવેના સપનામાં આવીને સમસ્યાનું નિવારણ માટે પોષ પૂનમના આઠ દિવસ પહેલાં ભાયેં રાખવાનું કહે છે. રેવે ડુંગરદેવીના કહેવા પ્રમાણે ભગતી કરીને ભાયાનૃત્ય સાથે ગઢ પર જાય છે. ઝાંઝુ માવલીઓની ભગતી શીખીને ગઢમાંથી બહાર આવે છે. ત્યારથી ડુંગરદેવમાં ઝાંઝુગવળી અને રેવેગવળીની ભગતી ચાલે છે. ડુંગરદેવ ડાંગના ભીલ આદિવાસીઓનો જાણીતો ઉત્સવ છે. આ કથા ડુંગરદેવદેવીઓની છે. સાંજના સમયે ઠાળકર ભગત જ્ઞાન અને મનોરંજન માટે કથા કહે છે. મોટેરાઓ કથાનું રસપુર્વક શ્રવણ કરે છે. )

**હાળેદાદા અનઅ સાવોબાઈ**

હાળેદાદાનાં સેનનાં ઘર અનઅ સાવોબાઈનાં મેનનાં ઘર. તેહનાં ઘરાં નજીક જ હતાંત. કદી કદી તે પકા ઝગળાય જત. પાનીના દિસ નજીક હતાત. હાળેદાદા પાની વરસવઅ,

વરસ વરસ પાની સાવોબાઈનાં મેનનાં ઘર ધવી ચવી લી જાયજોસ.

સાવોબાઈની તીં આયકી લીદાં, મગઅ સાવોબાઈ પાની વરસવુલા લાગની, વરસ વરસ પાની હાળેદાદાનાં ઘર ધવી ચવી લી જાયજોસ. પકા પાની વરસુલા લાગના, હાળેદાદાનાં સેનનાં ઘર પાની ધવી

લી ગ્યાં. સાવોબાઈનાં મેનનાં ઘર હતાં જ.

હાળેદાદા સાવોબાઈને ભીતલા જાય ન સાંગઅ, સાવો બાઈ, સાવોબાઈ માલા ભીતીબીતીલા જાગા દીજોશ.

સાવોબાઈ સાંગઅ, યે તુના મઅળા નીંગઅ. માગુન હાળેદાદા ભીતલા જાગા ધરહ.

જરાક વાર નીહી તાંવ ત હાળેદાદા સાંગઅ, સાવોબાઈ માલા વટાબટા વર જાગા દેશીલ કાય ? સાવોબાઈ સાંગઅ, યે તુના મઅળા નીંગઅ. માગુન હાળેદાદા વટા વર જાય બીસના. માગુન જરાક વાર નીહી તાંવ ત હાળેદાદા સાંગઅ, સાવોબાઈ, સાવોબાઈ માલા વસરીબસરી વર જાગા દીજોસ. સાવો સાંગઅ, યે તુના મઅળા નીંગઅ. હાળેદાદા વસરી વર જાય બીહસ, તરી તેલા હિંવ ની ગાઠઅ. સાવોબાઈ, સાવોબાઈ માલા ચુલાબુલાસીં જાગા દે. યે તુના મઅળા નીંગઅ.

માગુન હાળેદાદા ચુલા પાસીં જાય બીસના. ઈસતોને સેકલા હાળેદાદાલા નીજ લાગી આની. સાવોબાઈ, સાવોબાઈ માલા હિંદીબિંદીમાં જાગા દે. યે તુના મઅળા નીંગઅ.

માગુન હાળેદાદા હિંદીમાં નીજી ગ્યા. સાવોબાઈ જેવન બનવુલા લાગની. આજ માં હાળેદાદાલા વાનગી ખાવાળીન. સાવો ઝુતરાલાહુન દેડકે ધરી લયહ. તેનાં માંસ કરીન રાંદહ. ભાકરી બનવીન હાળેદાદાલા ઉઠવહ.

હાળેદાદા હાળેદાદા ભાકર ખાવલા ઉઠ. સાવોની જેવન દીદાં, તાંવત માંસ ચીકના લાગઅ.

સાવોબાઈ યીં કાસનાં માંસ રાંદાહાં ? સાવો સાંગઅ, ખા તાંવ મગઅ સાંગીન. ખાયન માગુન

સોદહ, આતાં સાંગ કાય યીંકાસનાં માસ રાંદાહાં ?

પાનીબાની પે તાંવ મગઅ સાંગીન. હાળેદાદા પાની પીનઅ માગુન સોદઅ, આતાં તરી સાંગ કાય કાસનાં માંસ રાંદાહાં ? ઈળીબીળી પે તાંવ મગઅ સાંગીન. હાળેદાદા ઈળી બનવીન પીઅના. સાવોબાઈ આતાંબાતાં સાંગ કાય કાસનાં માંસ રાંદેલ.

માગુન સાવો સાંગહ કાય ઝુતરાલાહુન દેડકાં ધરી લયનેલ, તે રાંદીન તુલા દીનેલ.

યીં આયકીન હાળેદાદાલા રગ ભરની. સાવોલા તંગાડુલા લાવાં, તંગાળી તંગાળી સાવોલા ભંગવાં. સાવો ઝાળને પોકળમાં ભરાયજી ગય. હાળે પોકળલા ગુદળાદીનઅ બેડે કુરાળા લેવલા ગ્યા. સાવોની ચતરાઈ હાની. તી વાયલે જાગામાહુન નીંગી ગય.

હાળે કુરાળા લીનઅ ઝાળ તોડુલા લાગના. ઝાળ તોળી પાળના તાંવત તેમાં કાહી નીહી. ઈસાં કરીન હાળેદાદાલા સાવો ઠગહ.

( આ બાળવાર્તામાં પક્ષીઓના પાત્રો માનવની જેમ બોલે છે. બાળકોના દાદા દાદી વાર્તા કહે છે. ખાસ કરીને રાતે સુતી વખતે આવી વાર્તાઓ સંભળાવે છે, જે બાળકો માટે રસપ્રદ હોય છે. આ વાર્તા કાગડાદાદા અને કાબરબહેનની છે. કાગડા અને કાબરનું અલગ અલગ ઘર હોય છે. કાગડાનું છાણનું અને કાબરનું મીણનું ઘર. વરસાદનો સમય નજીક હતો અટલે તેઓ વરસાદ વરસાવે છે. સૌથી પહેલાં કાગડો વરસાદ વરસાવે છે, ત્યારે વરસાદ આવતો નથી. પરંતુ જયારે કાબર વરસાદ વરસાવે છે, વરસ વરસ વરસાદ કાગડા દાદાનું ઘર ધોઈને લઈ જજે. ત્યારે ધોધમાર વરસાદ પડે છે. કાગડાનું છાણનું ઘર પાણીમાં

ધોવાઈ જાય છે. ત્યારે કાગડો કાબરના ઘરે આસરો લે છે. કાબરબહેન આસરો તો આપે છે, પરંતુ ભોજનમાં દેડકીઓનું માંસ રાંધીને ખવડાવે છે. કાગડાને ખબર પડે છે, ત્યારે કાબરને મારવા દોડે છે. ચતુર કાબર વહેલી તકે નાસી છુટે છે અને વાર્તા પુરી થાય છે.)

**માહિતિદાતાઓના નામો**

(૧) ભવાનસીંગ સોમનસીંગ પવાર (ઉંમર-૬૦)
મુ. પો. ગાઢવી આહવા-ડાંગ
(૨) ફૂલસીંગભાઈ બુધ્યાભાઈ પવાર(ઉંમર-૬૫)
મુ.પો.ઈસખંડી તા.આહવા જિ.ડાંગ
(૩) ઝાવરભાઈ કાળ્યાભાઈ પવાર (ઉંમર-૭૦)
મુ.પો. ઈસખંડી તા. આહવા જિ.ડાંગ
(૪) જીવલભાઈ વાળલભાઈ પવાર (ઉંમર-૬૦)
મુ.ધુલદા પો. બરડીપાડા
તા. આહવા જિ.ડાંગ
(૫) જમનીબેન મંગળભાઈ પવાર (ઉંમર-૭૫)

મુ.ધુલદા પો. બરડીપાડા
તા.આહવા જિ.ડાંગ

(૬) ગંગારામ જીવુભાઈ પવાર (ઉંમર-૪૫)
મુ. ધુલદા પો. બરડીપાડા
તા. આહવા જિ.ડાંગ

(૭) મંગુભાઈ નથુભાઈ પવાર (ઉંમર-૪૭)
મુ. ધુલદા પો. બરડીપાડા
તા. આહવા પો. બરડીપાડા

(૮) મયલુભાઈ કુતરયાભાઈ પવાર (ઉંમર-૮૦)
મુ. પો. સાજુપાડા આહવા-ડાંગ

(૯) રામુભાઈ મંગળભાઈ પવાર (ઉંગર-૫૦)
મુ. પો. સુબીર આહવા-ડાંગ

(૧૦) રાજુભાઈ મંગળભાઈ પવાર (ઉંમર-૫૫)
મુ. પો. કડમાળ આહવા-ડાંગ

(૧૧) સોમાભાઈ કાળુભાઈ પવાર (ઉંમર-૫૮)
મુ. પો. જામનવિહિર આહવા-ડાંગ

(૧૨) સોમીબેન સનતભાઈ પવાર (ઉંમર- ૪૦)
મુ. પો. સુકમાળ
(૧૩) સોનીબેન વસંતભાઈ પવાર (ઉંમર-૩૦)
મુ.પો.કડમાળ
આહવા-ડાંગ
(૧૪) મંગીબેન રામુભાઈ પવાર (ઉંમર- ૪૦)
મુ.પો.સુબીર
આહવા-ડાંગ
(૧૫) રાધીબેન ગંગાભાઈ પવાર (ઉંમર- ૪૫)
મુ. ધુલદા પો. બરડીપાડા
આહવા-ડાંગ

**સંદર્ભ સૂચિ :**

૧. ડાંગ : એક સમ્યક દર્શન
દત્તાત્રય ભાસ્કર ચિતળે
પ્રકાશક : ડાંગ જિલ્લા પંચાયત આહવા

પ્રથમ આવૃત્તિઃ ૧૯૭૮, પૃષ્ઠ- ૧૮
૨. આદિલોક : વર્ષ-૪ અંક -૧ જાન્યુઆરી-ફેબ્રુઆરી
સંપાદ : આનંદ વસાવા
પ્રકાશકઃ આદિલોક કાર્યાલય અમદાવાદ, પૃષ્ઠ- ૨૦
૩. ડાંગી ભાષાનું વ્યાકરણ
ફાધર રેમન્ડ એ. ચૌહાણ
સેન્ટ ઝેવિયર્સ સોશ્યલ સર્વિસ સોસાયટી, શામગહાન (ડાંગ)
બીજી આવૃત્તિ -૨૦૧૦, પૃષ્ઠ- ૪૬૭
૪. દશ ડાંગી લોકકથાઓ
પ્રભુ. આર. ચૌધરી
પ્રકાશક : પાર્શ્વ પબ્લિકેશન અમદાવાદ
પ્રથમ આવૃત્તિ -૨૦૧૦, પૃષ્ઠ-૧૧
૫. ભારતની વસ્તી ગણતરી -૧૯૯૧
શ્રેણી-૭ (ગુજરાત)
વિભાગ-૧૨ (અ) અને (બ)

